# આલાપ

૧૯૩૪ થી ૧૯૫૧ સુધીની કૃતિઓ

પિનાકિન્ ઠાકોર

પ્રાપ્તિસ્થાન

ન્યૂ ઑર્ડર બુક કંપની · અમદાવાદ-૬

'કુમાર', 'સંસ્કૃતિ', 'પ્રસ્થાન', 'બન્ધુત્વ', 'ક્ષિતિ', 'પગદંડી', 'સિંહનાદ', 'સર્જન', 'ઘડતર' વગેરે સામયિકો 'કવિતા' અનિયતકાલિક તથા અન્ય દીપોત્સવી અંકોમાં આમાંની કેટલીક કૃતિઓ પ્રસિદ્ધ થઈ છે તે સૌની સાભાર નોંધ લઉં છું. પિ.

કાઠિયાવાડ લાણુપુર
અમદાવાદ
જેઠ વદ ૮, ૨૦૦૮

'કુમાર', 'સંસ્કૃતિ', 'પ્રસ્થાન', '[illegible]', 'કેડી', 'પગદંડી', 'સિંહનાદ', 'સર્જન', 'ચડતર' વગેરે સામયિકો 'કવિતા' અનિયતકાલિક તથા અન્ય દીપોત્સવી અંકોમાં આમાંની કેટલીક કૃતિઓ પ્રસિદ્ધ થઈ છે તે સૌની સાભાર નોંધ લઉં છું.                    પિ.

કઠિયાવાડ કાળુપુર

અમદાવાદ

જેઠ વદ ૯, ૨૦૦૮

સ્વર્ગસ્થ

# બહેન બા અને બાપુજીને

અદેહ સૌના સ્મૃતિશેષ સ્નેહને,
ધરી રહું આજ શું શબ્દ-દેહને!

# પૂ. પિતાજીને

પિતા! સ્ખલનની ક્ષમા પદ ધરી ન યાચી કદી,
ઉછાળ ઉરના ઉમંગ અભિમાન તે કેટલાં
પ્રમત્ત, કશી ના તમા જગત માત્રની, તો યદિ
સદૈવ નિજમાં નિમગ્ન તવ અજ્ઞ યે એટલાં.

પરંતુ મમતાભરી અમલ છત્રછાયા ઢળી
શિરે, નયનને સુતેજ પથરાઇ માર્ગ-દ્યુતિ,
પદે પ્રબલ શક્તિદા અજબ ધૈર્ય શબ્દ-શ્રુતિ,
ઉરે અમર ભાવના શુચિ સુમંગલા જે મળી.

હવે હૃદયનાં નમે સહુ તુફાન, ને આ જલ
ત્યજે ભરતી ઓટના મલ; નિખાર શો નિર્મલ!
રમે સ્ફટિક નીરમાં સ્વપન મીન શાં નિર્ભય,
તટે હરિત અંકુરો-ઉદિત કામનાનો જય.

પિતા! પદ ધરી હવે તમ શુભાશિષે સાધના,
ધરો વરદ,-મસ્તકે નત,-શિવત્વ આરાધના!

૧૯૫૧

# પૂ. બાને

તારે શરણ રે હે જનેતા અંકમાં,
તારે ચરણ ને હે જગતજનની, મળે
પાવિત્ર્યની ગંગા ચિરં, જેમાં ભળે
માધુર્ય ને માયાની યમુના, ને ઢળે
ઔદાર્ય જ્ઞાન સરસ્વતી શુભ સંગમાં;
ને જ્યાં અગમ્ય અતીત, અદ્‌ભુત ભાવિનાં,
ને આજનાં, આ સર્વ રે સંસારનાં
માતા સમાતાં;
ત્યાં જ ત્યાં, વરદાયિની એ આદ્યમાતા,
પાદપદ્મ, અનન્ત તવ માતૃત્વનાં અમૃત ઝરે
નિત ઊભરે,
મુજ મન ભરું;
ને આ અધૂરાં હેતનાં મોતી ધરું
રે બાળહૈયે, કોડ શા, શા જંપ મા!

૧૯૫૧

# પૂ. બહેનને

નયનને પલ બન્ધ કરી, હજુ
સ્મરણ શીતલ પારણિયે ઢળું;
મધુર શૈશવની મૃદુ લાગણી,
ગળતી ઉજ્જવલ હેતની રાગિણી.

કુમળી બે કળી ઝૂલતી નિર્મળ;
પ્રસરણે તવ પાંખડીઓ તણું,
પ્રગટતી ક્ષિતિજે શી અનર્ગળ
મુજ વિકાસ-પથોની ક્ષણેક્ષણે.

અધખીલી કળી મ્લાન ઢળી ખરી,
બીછડી ડાળ સહે ક્યમ સાંધવી!
જગતમાં કહીં સાંપડશે ફરી,
મધુરી અંતર માધુરી બાંધવી!

અધચણેલ મહેલની ભાંગલી
નિરખું કુંજ અટારી બચી કલા,
કર ધરે વદી હેતથી "ભાઈલા"
અનુભવું તુજ બ્હેન! હું આંગળી.

સ્મરણને મધુરાં શમણે ભરું
ઝરવી અંજલિ કે ઝીલવા ધરું!

૧૯૫૧

# અનુક્રમ

# પાથેય

ન્હાના ઉરે શિશુ તણા અનભિજ્ઞ મુગ્ધ,
તારો અવાજ શ્રવણે કદી તો પડયો'તો,
ના આટલો ઉરતલે તવ તો અડયો'તો,
ના પારખેલી તવ વાણ, હતો અબુધ.

આજે પરંતુ ચઢી આયુ તણી અટારી,
પેખી રહ્યો ક્ષિતિજ જીવનની સુરમ્ય;
ત્યારે ય એ જ ગરવી વરદા સિતારી,
આમંત્રણે મધુરવા ઝણકે અગમ્ય.

સીમા વિલોપી સ્થળકાળની પારનાં એ
સત્યો તણાં ક્ષિતિજ-દર્શન-ઈપ્સુ પ્રાણે,
ના જાણું રેલી રહી કોણ દિશાદિશાએ
છેડે સિતાર પ્રબલા અનિરુદ્ધ ગાણે.

પાથેય કિન્તુ લઉં એટલું હું પ્રયાણે
યાત્રા વિરાટ-પથ પૂર્ણ કરી જવાને.

૧૯૩૮

# કંઠ ઊઘડજો

ઓ રે નથી જાણતો કોણ હિલોલે
ચઢાવતું અંતર ગીતના ઝોલે,
ઓ રે નથી તાલ ને સૂરનું ભાન,
તો યે ઓ આલાપવા જીવનગાન
ઊંડે કોઈ અંદર જોરથી બોલે,
અને મને જાગતું ઝંકૃતિ-તાન.

ઝીણી જ્યારે વેદના ચિત્તમાં જાગે
ઓ રે ત્યારે ક્રંદન રૂંધાયા રાગે
મથી રહું વેણે આ ઉર-વ્યથાને
અને મૂક અંતર થાય અજ્ઞાને.

ક્યારે મીઠાં સોણલાં કલ્પના લાવે
ઓ રે અને આનંદ ઊભરી આવે,
ઉતારવાં જીવન જાગતાં ગાણે
અને મારી થંભતી વાણ અજાણે.

ઉરે કો અકલ્પ્ય શી શાંત સમાધિ
ઓ રે ચઢે, જંપતી આંતર આંધી;
શી રીત એ ગીતને શબ્દે ઉતારું
અદૃશ્યને આંખમાં કેમ હું ધારું!

અને જ્યારે ઝંખન એટલું જાગે
કે વ્યોમમાં વિશ્વસમસ્તના પ્રાણે

નાનું મારું ગીતડું નાચવા લાગે,
એના સૂર-ગુંજને મીઠડા ટાણે
ઊઘડજો આ કંઠ વહેલો ન જાણું,
ઓ રે હું આ આજ તો આટલું માગું.

૧૯૩૬

## તું...હું....

તું અનંત, ક્ષુદ્ર હું,
વિરાટ તું, હું વામન,
તું અપાર, હું લઘુ,
અમેય તું, હું પામર.

તે છતાંય મારી તારી
જાગીઆજ શીયપ્રીત!
મૌનમાં ભર્યું શી રીત
બ્રહ્મનું અખંડ ગીત!

૧૯૪૪

# અગોચર સ્પર્શ

પ્રલય વજ્ર વિનાશભર્યાં બલ,
ગગન તારક-તેજ અનર્ગલ,
દશ દિશાની અકલ્પ્ય અમેયતા,
ગહનની ચિર અદ્ભુત ભવ્યતા.

હજુ વહે હલકે મલયાનિલો,
ફરકતાં ફૂલનાં કુમળાં દલો,
અનુપ શ્રી ક્ષણ ઝાકળ બિન્દુની,
સઘન શ્રાવણ ને બીજ ઇન્દુની,

ઉભયને લહી જાગી જતું ધીરે
અનુભવો તણું ઝંખન અંતરે.

અમિત વિશ્વ વિરાટ ચિરંતન
લઘુક આ અણુનું ક્ષણ જીવન.

નીરખું ભવ્ય મનોહર દર્શન
ચહું અગોચર આંતર સ્પર્શન.

૧૯૪૭

# ગોપન રૂપે

ઓ રે જે દિ’ જીવનનાવ તુફાને
ચઢયાં, અને પ્રલયતાલના તાને
ઓ રે મોજાં ઊછળી આભની પારે
પડયાં, અને થાતું કે આખરી વારે
ઝાંખી લેવી તારલા કેરી પ્રભાને,
ઓ રે પછી પોઢવાં ચિર અન્ધકારે.

ઓ રે ત્યારે પારખીને ધ્રુવવાટે
કોણે ક્ષેમ સાચવ્યાં નાવ-સુકાન?
ઓ રે એવાં આપીને અભયનાં દાન
કોણે લીધી નાવડી અક્ષય ઘાટે?

ઓ રે નવ ઓળખ્યો નાવ-સુકાની
જ્યારે પાર કીધાં એ ભમ્મર પાણી,
ઓ રે નથી સંઘરી કોઈ નિશાની
જ્યારે નાવ નિર્ભય ઘાટ પે આણી.

ઓ રે જ્યારે ભૈરવ ભીષણ ગાજે
કરાલ શાં રૂપ ભયંકર દીઠાં,
ઓ રે તમે અભયંકર વર સાજે
આવ્યા રૂપે ગોપન મંગલ મીઠાં.

૧૯૪૦

# પ્રગટજો

આ કેડી જે વનવનો થકી ચાલી આવે,
ઊંચાં અહો અચલ શૃંગ હિમાદ્રિ કેરાં,
ઊંડાં અને અતલ નીર પ્રશાન્ત ઘેરાં
ઘૂમે; સુદૂર વળી તારક-તેજ લાવે.

એવાં જ ને ગહન આ મનમાંહી કેવાં,
શા દેશદેશ અવકાશ અપાર જેવા,
જ્યાં વાયુ શી ચપલ ઊર્મિ અમૂર્ત છાયા,
અસ્પષ્ટ રંગભરી કામ્ય શી સ્વપ્ન-માયા,
ને ત્યાં રચી અનુભવોની અગમ્ય કેડી
અદૃશ્ય ભાવિ અહીં લાવતું કોણ તેડી,
સંયોજતું અણુ થકી અહીં સૃષ્ટિ બાગ
જે, લાખ લાખ કિરણો થકી તેજ-પુંજ,
આકાશમાં દિગદિગન્તની વિશ્વકુંજ,
એ, કેડીએ પ્રગટજો ચિર રાજમાર્ગ.

૧૯૪૮

# તારાં 'આવ'

ઓ રે કોણ બાજુ ને કોણ પ્રવાસે
જાણું નહિ પ્હોંચવા કોણ આવાસે,
આજે કેમ અંતર આટલું દોડે
કોણે ભર્યું ઊભરે આવડા કોડે !

અજાણ કો દૂરથી 'આવ' પુકારે
આજે મારે દ્વારે,
અગમ્ય એ ગેબના અણગાયાં ગાણે
આ પાયને તાણે;
ઓ રે મારા ચરણે ઊતરે અંતર આવી,
એમાં કોણ પૂરતું જોમને પાંખ લગાવી;
અને મારી આંખમાં પાર અપાર
વેધી જાવા ઊઠતી તેજની ધાર,
જાણે કોઈ સિન્ધુડો ગોપને ગાય
અને નવા જોબને દેહ ભરાય.
અપૂર્વ એ આગળ કૈં ન કહાય
ન તો ઉર પાય રુંધ્યાં રોધાય,
ઓ તું ઓ તું કોણ અગમ્ય
રે કલ્પનાને ય અકલ્પ્ય
અને તારાં 'આવ' એવાં જ અદમ્ય.

૧૯૩૭

# માઘ કેરી સવારે

ઓ રે સૂનાં મુજ હૃદયનાં આજ આકાશ ઘેરી
ચોમેરે ઓ! ઘન સઘન રે મેઘ ગોરંભ છાયો,
દેતું જાણે ચિર પરિચયે સાદ કો હેરી હેરી,
કોનાં સૂતાં સ્મરણ નમણાં સાથ લૈ વાયુ વાયો!

ક્યારે યે ના ઉમરભરમાં સાંભળી એવી વાત,
સાથે લાવે વનવનતણો સૌ સુગન્ધી બહાર,
જાણે આવે સ્વપન મધુરાં દૈ જવા કાંઈ રાત,
લાગે હૈયે નવ અનુભવ્યો આજ કૈં દર્દભાર.

દેખ્યા ના રે કદી નવ સુણ્યા કોણ ને એ અપારે
ઝંખું આજે જલધર-ભીની માઘ કેરી સવારે.

૧૯૪૦

# અપરિચિતનો વિરહ

આજ ન જાણું કેમ ભરાતાં
આસુનાં પૂર અપાર,
કાંઈ કળું ના, એ ઊભરાતાં
વિકલ વિરહના ભાર:
ઉંડાણે ગેબના રાગે
વ્યથાનાં વેણુ આ વાગે.

નેણ ખોલું ને નિઃસીમતાનાં
દેખું દશે દિશ વંન,
શ્વાસ ભરું ને એકલતાના
જોરમાં વાય પવંન;
ઘડી ઘડી એટલું લાગે
મળ્યા વિણ દૂર કો ભાગે.

૧૯૩૫

## ખોજ

આશા તણી અર્ધ ખુલેલ આંખો–
શી ઊઘડી ડોલરની કળી, ને
કીકી સમા તારક માંહી લાખો,
શોધ્યા કર્યું નિત્ય લળીલળીને.
પામ્યો ન હું તો ય તને મથીમથી,
ને વેદના કેમ શકાય રે કથી?

અકથ્ય કૈં જીવન-વેદના – અને
અપ્રાપ્યની જાગતી નિત્ય ઝંખના–
નિશ્વાસની શૂન્ય નિગૂઢ વ્યંજના–
નિઃશબ્દ આ અંતર મૌન-માં, ત્હને
લહું, જરા એક નિશાની આછી
આંખે ચઢે, શું તું વસે અતુષ્ટિમાં!

ને એ અસંતોષની દર્દ-સૃષ્ટિમાં
હું આદરું રે તવ ખોજ પાછી.

પદે પદે સૂની ઝરીઝરી વ્યથા
માધુર્ય કો ગાય અતૃપ્તિની કથા.

૧૯૪૦

96600

## મિલન-નન્દ

દૂર સુદૂર ચારિ ઓર છાયા મેઘના ઘોર ગોરંભ,
પાંપણને પથરાઇ રહ્યા અવકાશમાં પંથ પ્રલંબ.

સૂની અટારીએ બેસીને મારાં નેણલાં શાં તલસાટે,
જાણું ન કોના રે કારણે ઝૂરી ઝંખી રહ્યા કોઈ વાટે.

'કોણ છો' એવો કયારે ય જેનાથી કીધો નથી વિનિમય,
નેણ નિહાળતાં કેવો ય જાણે જુગજૂનો પરિચય.
પગલેપગલે પ્રગટી ઊઠે શબ્દ સુધા-નીતરેલ,
કોઈની સ્મૃતિ આવી સૂરના વેશે ગજવે મનના મ્હેલ.

વેણમાં એના, વેદનાનો મારી રણઝણે રણકાર,
સૂરમાં જાણે જનમજનમની ઓળખના અણસાર.

નીલ આકાશ ચહુ ઓર વરસે વેગથી નીરની ધાર,
નેણ આનંદ વ્યથાએ રે છલકી રેલ્યાં અપરંપાર.

૧૯૪૬

# સ્મરણ-વ્યથા

આજ અકારણ આંખમાં મારી નીર વહે ચોધાર,
સુતેલ યાદ કો જૂના જનમની પજવે પારાવાર.

ધરતીના રળીઆમણા રૂપે રોકચો રોકાય ન રાગ,
આકરાં વિરહતણાં હિમ બાળે સુંદર સ્વપ્ન પરાગ.

સૂનીસૂની ઝબકી જાગી ઝીણી વ્યથા કેરી આગ,
લાખ જવાળાએ બાળતી મારા મુગ્ધતા કેરા બાગ.

કંઠના મૂંગા કોકિલની કોણ મિલન-કામના પૂરે,
હોઠનાં હાસ તે કોઇના શ્વાસની સૌરભ ઝંખતાં ઝૂરે.

મનમહેરામણ ભરતી-મોજાં ઘૂઘવે માઝા મેલી,
ચંદની ઝરે અજંપ વ્યથાનાં કોટિ કિરણોની હેલી.

૧૯૪૬

# સ્મૃતિ-આનન્દ

આજ આ મેઘની બાર ધારા ઝરી નદીએ નીર ભરાયાં,
ચંદ્રના કોમળ કિરણે નીતરી આસમાની તેજ છાયાં;
નીચે કાલિન્દીના શ્યામલ નીરમાં શ્વેત ખીલે સરસીજ,
દૂર કદંબની કુંજમાં કેવાં ગાઇ ઊઠે લાખ દ્વિજ.
પૂર્વ આકાશની રંગીન હેલી વરસે ધરતીને દેશે,
આગમનાં રહે રૂપ શાં રેલી પુષ્પ પરાગને વેશે.
વનેવને પથરાઈ પરિમલ પુંજની રમતી રેણુ,
મન-વને કોઇ વાઈ રહ્યું રસરાગની મોહન વેણુ.
પવનેપવને મ્હેકી ઊઠે મધુ કોની રે સ્મૃતિનાં ફૂલ,
અતીતનાં ચિર સ્વપ્ન પરિચિત પ્રગટી રહે અણમૂલ.

૧૯૪૬

# પ્રીતિ ને વ્યથાને

અરે તું તો હૈયું સકલ ભરી હે પ્રીત ઊભરે
ચહીને સૌ કોને; મજલ પરના સાથ પલના,
વિસામે વા આવ્યા, દિવસભર રોકે રસ ઝરે,
રહે કો આવાસે રજનિ વહવે રાગ દિલના;
અને રેલાવે તું પ્રણયરસ ધોધો દશ દિશે;
નિરાળું સૌથી તો પ્રિયતમ કર્યું એક વળી શેં?

વ્યથા ઓ મારૂં તું તલતલ દહી જાય હૃદય
કશા શોષે, રોષે, પ્રખર તવ જ્વાળા પ્રગટતી
દઝાડે રે બાળે અણુઅણુ અને આગ વધતી
ફૂણાં સોણાંને સૌ ભસમ કરતી ઝાળ અદય;
શિખા એ આકાશી, ગભરુ ઉરની પ્રીત કુમળી
નવી–પારેવાં શી,–જલવીરહી તું નિત્યપ્રજળી.

વ્યથાના છો વહ્નિ પ્રજલિત કરો પ્રીત,સહશું,
કદી ત્યાં સોનાની શુચિતમ બની ધાર વહશું.

૧૯૪૫

# સ્મૃતિ-આનન્દ

આજ આ મેઘની બાર ધારા ઝરી નદીએ નીર ભરાયાં,
ચંદ્રના કોમળ કિરણે નીતરી આસમાની તેજ છાયાં;
નીચે કાલિન્દીના શ્યામલ નીરમાં શ્વેત ખીલે સરસીજ,
દૂર કદંબની કુંજમાં કેવાં ગાઇ ઊઠે લાખ દ્વિજ.
પૂર્વ આકાશની રંગીન હેલી વરસે ધરતીને દેશે,
આગમનાં રહે રૂપ શાં રેલી પુષ્પ પરાગને વેશે.
વનેવને પથરાઈ પરિમલ પુંજની રમતી રેણુ,
મન-વને કોઇ વાઈ રહ્યું રસરાગની મોહન વેણુ.
પવનેપવને મ્હેકી ઊઠે મધુ કોની રે સ્મૃતિનાં ફૂલ,
અતીતનાં ચિર સ્વપ્ન પરિચિત પ્રગટી રહે અણમૂલ.

૧૯૪૬

# પ્રીતિ ને વ્યથાને

અરે તું તો હૈયું સકલ ભરી હે પ્રીત ઊભરે
ચહીને સૌ કોને; મજલ પરના સાથ પલના,
વિસામે વા આવ્યા, દિવસભર રોકે રસ ઝરે,
રહે કો આવાસે રજનિ વહવે રાગ દિલના;
અને રેલાવે તું પ્રણયરસ ધોધો દશ દિશે;
નિરાળું સૌથી તો પ્રિયતમ કર્યું એક વળી શેં?

વ્યથા ઓ મારૂં તું તલતલ દહી જાય હૃદય
કશા શોષે, રોષે, પ્રખર તવ જ્વાળા પ્રગટતી
દઝાડે રે બાળે અણુઅણુ અને આગ વધતી
ફૂણાં સોણાંને સૌ ભસમ કરતી ઝાળ અદય;
શિખા એ આકાશી, ગભરુ ઉરની પ્રીત કુમળી
નવી–પારેવાં શી,–જલવી રહી તું નિત્ય પ્રજળી.

વ્યથાના છો વહ્નિ પ્રજલિત કરો પ્રીત, સહશું,
કદી ત્યાં સોનાની શુચિતમ બની ધાર વહશું.

૧૯૪૫

# હલચલ

ઓ રે છલછલ શાને આજ રે હૃદયદલ,
ઓ રે જલથલ ઘેલાં કેમ રે ગગનતલ.

આઘા મેઘલા નાચે ઘમ્મરઘેરી ઝૂલ ઝુલાવે રે,
ઓરા મોરલા નાચે થનકથેઈ ભાન ભૂલાવે રે,
હો રે હો વીજળી નાચે, ઢેલ બની જાણે
અવની આભે ઝલઝલ.
ઓ રે છલ૦

સૂર વાસંતી કોણ વીણામાં મધુર મધુર રે જાય બજાવી,
રંગ ફુવારે કોઈ હવાની લહર લહરને જાય સજાવી,
હો રે હો ફૂલના ઘેલા ફુલ્લ પરિમલે,
કોણ ભરે છે પલપલ.
ઓ રે છલ૦

દિગ્દિગન્તોના દેશથી મને, હેરીહેરીને વણ પિછાણે
કોણ બોલાવે;
ઉર ઊંડે અણજાણ અધીરે, ઝૂરીઝૂરીને કોણ આ
સ્મરણ પારથી આવે.
ઓ રે ઓ મનમાં મચી, કેમ ન જાણું
શીય અકારણ હલચલ.
ઓ રે છલ૦

૧૯૪૫

# કોણ

કોણ મારા હૈયાને ભરતું ગાને?
ભીતર ભરાઈ મને બાહીર બોલાવે,
આંખ ખોલીને અંદર છુપાતું શાને?

કોણ૦

કે'વી હજાર વાત, હોઠ કેમ ઊઘડે?
મનના ભુલવણે ના સ્વરને મારગ જડે,
માધવી પરાગે મલયાનિલ ભૂલા પડે,
હે રંગ રેલી કોણ રમે પાને પાને?

કોણ૦

સ્વાતિએ નેણ રાહ જોતી એ ઊભરી
આભે ગોરંભ મેઘ મોતી ના જાય ઝરી,
મનની મોરલીએ મિલનની એ ફૂંક ભરી
હે લાખ લાખ મલ્હારો ચગવે તાને.

કોણ૦

૧૯૪૬

# મમતા-પ્યાલી

કોણ રે આવી વ્હૈ ગયું
મનને એની સીમાઓની પાર જવાને કૈ' ગયું?

પાંપણ ભીડી આંખને ઘેલી
દેશ તે નવા લાધે,
સોણલે ચડી પાંખ રે પેલી
પાર જવાને વાંધે.
મતવાલી આ મમતા-પ્યાલી
કોણ રે આવી દૈ ગયું?
કોણ રે૦

આજુબાજુના કોઈ આજે તો
બન્ધ ના એને બાંધે,
ઘૂમવા એ તો દિગ્દિગન્તો–
પારના સેતુ સાંધે;
મનખામાંથી માયાને કોઈ
છાયા બનાવી લૈ ગયું.
કોણ રે૦

૧૯૪૬

# ભુલવણે

કોઇ કો'ને એ કોણ મારી કુંજે રે
ગીત નીત ગાયા કરે?
પાનખરમાં પરાગના પુંજે રે
નિત પ્રીત પાયા કરે! કોઈ૦

એના શબ્દો તો પૂર્વજો પુરાણા,
તો ય સૂરો નવા ને નવાં ગાણાં,
જાણે શ્રવણોમાં અમરત આગમનાં ઝરે. ગીત૦

ક્યાં રે પલમાં એ પૂર્ણ તો પમાતું,
લાખ વર્ષોમાં યે ન ઓળખાતું,
મારાં સોણલાંને સ્મરણોનાં ઝરણે ભરે. પ્રીત૦

કદી અંતર વસંત-રંગરાગે
કદી ભવભવના ભગવા વિરાગે
શીદ આંસુ આનંદને ભુલવણે સરે
કોણ આવ્યા કરે?
કોઈ૦

૧૯૪૬

## આવે....જાય

કોઇ મારે આંગણે આવે ને જાય,
હસતું હસાવતું રડતું રડાવતું
ઓરું થૈ અળગું લ્હાય.

કોઇ મારે૦

નીલાં આકાશ છાયાં શ્યામ રંગ-શોભને,
કિરણોના કંચવામાં તેજ પૂર્યાં ગોપને,
ઝાકળનાં મોતી ઝરે દોરે ગૂંથાય નહિ,
આગિયાની ઝબકે શાં અજવાળાં થાય.

કોઇ મારે૦

શું સ્વર્ગગંગાને તીરે કો અપ્સરા,
ઝુલાવે કેશ ભીના સ્નાન કરી નીતર્યા,
ઝરમર ઝિલાય તો ય અંજલિ ભરાય નહિ,
ભીના ભીના હોઠ, કંઠ કોરા સુકાય.

કોઇ મારે૦

સ્વરની સુગન્ધભરી છલકે દક્ષિણ હવા,
સ્મરણો ને ઝંખના જાગે રૂપે નવાં,
પાણીભરી આંખ તો ય પ્યાસ તો છિપાય નહિ,
પાંપણ ભીંજાય, પ્રાણ તરસ્યા રહી જાય.

કોઈ મારે૦

૧૯૪૬

# દિવાસ્વપ્ન

આભમાં શારદ ચંદ્ર શો સુંદર
ચાંદની તેજ રહ્યો તો રે વેરી,
ખીલ્યું સહસ્ર દલે શ્વેત બન્ધુર
નીલ જલે રાજકમલ રૂપેરી.
પાંપણને પલકારે સોહાગણું
કેવું મધુર મેં સોણલે મીઠું
ઝાંઝરને ઝમકારે શું નમણું
રૂપ તમારું મનોહર દીઠું.

પીલુ સોહિણીના સૂર ભરી ભરી
રેલી રહ્યાં બંસરી ને સિતાર,
મેઘધનુષ્યના રંગ ઝરી ઝરી
નૃત્યના ઊડી રહ્યા'તા ફુવાર.
સાજ ને સ્વરના રેખા ને રે રંગના
સંગનો ભવ્ય રે કેવો સંવાદ,
હૈયાં તો મસ્ત બનીને ઉમંગમાં
નાચતાં ભૂલ્યાં'તાં કાલની યાદ.

ઓ રૂપસુંદર કલ્પના-પાંખથી,
સ્વપ્ન કેરી રાગરંગ સવારે,
આવ્યા તમે મનમોહન આંખથી
મારા અબુધ આ હૈયાને દ્વારે,

આવી ઊભા તમે એક પલકમાં ઓ
વીજ શા ઊડી ગયા બીજી વાર,
દેતા ગયા ના'ના મુગ્ધ હૈયાને તો
શેષમાં ઝંખનાના પારાવાર.

સોણલે આવીને જાગરણે કીધી
નિર્દય અર્ધ મિલાપની વાત,
મિથ્યા કરી મારી જિંદગીને દીધી
વેદના શૂન્યતાની મધરાત.
આજે હું માગું ઓ પ્રિય હે આવો ફરી
ઓ રે આ સ્વપ્નમાં એક જ વાર,
ફેર વસાવી દો એક તમે ફરી
અભિનવ સોણલું ને સંસાર.
પૂર્ણ કરો મારું અર્ધ આ મિલન મંગલ પ્રેમ કેરા વરદાને,
ઓ ચિર સુન્દર ઓ રૂપમોહન! નિત્યનાં બન્ધુર દર્શનદાને.
૧૯૪૪

# અગમ્ય શ્રદ્ધા

મને કોણુ બોલાવે રે આઘે આઘે સાદ કરી,
કોણ બાર બોલાવે રે પુરાણી પિછાણુ ધરી?

શોધી ભૂમિ ક્યાં છાની રે ખૂણે કર્યો વાસ હતા,
શિલા દેવતા માની રે મંદિર એનાં ત્યાં જ થતાં;
મારાં પુષ્પ ને પૂજન અર્ધ્ય ને અર્ચન ત્યાં જ ધરું,
ગાયાં ગીતનાં આર્જવ પ્રાણનાં સ્પંદન ત્યાં જ ભરું.
બેઠો સૃષ્ટિના નાના રે સીમાડાને બાંધી લઇ,
અજ્ઞાન અચેતના રે છવાયાં ત્યાં આંધી થઇ.

કોણુ આવી ત્યાં આછેરાં સુચેતન તેજ ઝરે,
મારાં વિશ્વનાં મોઘેરાં હૈયે ભર્યાં હેજ હરે.
"તારાં નેણલાં આવડાં રે અબૂઝ અજાણુ" કહે
"જરા જાગ જો કેવડાં રે વિરાટ પ્રયાણુ રહે."
મારા ઓરડે અંતરના ઠલોઠલ પાર સૂના
ગાયું ગીત ને અંદરના છલોછલ આરઝૂના.

હું તો પેખતો વિસ્મિત બ્હાર આંખે ના જાણુ પડે
નિત સાદ સુણું તે વાર જૂની ઓળખાણુ જડે.
મારી સૃષ્ટિની નાનકડી સીમાઓની પાર મને
જાણે ખેંચતી પાયકડી દિશાઓનાં દ્વાર કને.

મેં તો દાબીને અંતર દુઃખ માયાભર્યો વાસ મૂક્યા
આગે પાય ધર્યા સનમુખ લહું આકાશ ઝૂક્યાં

આ રે વિશ્વનાં રૂપ વિરાટ મુખે નવ જાય વધ્યાં
રે શી પાર વિનાની એ વાટ ડગેડગ જાય વધ્યાં.
હું તો ઉંબરે થંભતો આવી, અમેય શેં ઓળંગવા,
ગયું ઝંખના કોઇ જગાવી, રહ્યું નહિ જાય હવાં.

જવું આગળ જાણું ન પન્થ અપારને કેમ કળું!
આડા જોમને, કાળના બંધ વિમાસણે એમ ઢળું!

તું તો પામ્યાની કીર્તિ રે, અપ્રાપ્યની નિત્ય કથા,
તું તો ઝાંખ્યાની દીપ્તિ રે, અઝાંખ્યાંની ઉરવ્યથા.

તો યે શ્રદ્ધાનું એક સુકાન તોફાનના મધદરિયે,
તારાં પામવા નક્કી મકાન અનંત, મુસાફરિયે.

જેમ મુગ્ધ અબુધને જ્ઞાન-પિછાનનાં દર્શન આર્ષ દીધાં
એમ દેશે તું ધ્યેયનાં દાન વિધાન સજીવન તેંજ કીધાં.

તું અપાર તું વિશ્વ અરૂપ વિરાટ મહામયતા,
તું તો સત્યનું સુંદર રૂપ અપૂર્વની મંગલતા.

૧૯૪૧

# અક્ષય ઝરો

જાતાં જાતાં જીવન વાટે
કોનાં ગીત સુણાયાં,
અણજાણ્યા આ કોના ઘાટે,
અંતર-નાવ ફસાયાં!
કોની એ પડછાયા
પાછળ ગોપન કાયા!
માઝમ રાતે શા ય ઉચ્ચારે
સોણે કોને દેખી,
અણદીઠા અધીરા તલસાટે
જાગી જવાતું પેખી.
નેણે જાદુ છવાયાં
એવી મોહન માયા.
માગું આજ તમારી પાસે
એક જ દર્શન દોને,
જીવનના એકલ આવાસે
એક ઘડી તો રો'ને.
એક જ ક્ષણમાં ભરો
અક્ષય અમૃત ઝરો.

૧૯૪૫

# રેલાવો સ્વરધારા

ગાયક ગીતોના હે મારા,
મૂંગા શબ્દપટે રેલાવો સ્વર-સંજીવન-ધારા.

ગાયક૦

ક્યારે આંસુ વહે ક્યારે સ્મિત,
વિરાગ ને વળી પાગલ પ્રીત,
આ જ અજંપા નાના ઉરના
કંપ મહીં પલટાવો ન્યારા.

ગાયક૦

મનના ગગન વિષે જો છાયા,
ઝંઝાના ઘન શા ઘેરાયા,
વીજ-કડાકે ઘોર ગર્જના
બાર મેઘ વરસાવો સારા.

ગાયક૦

વાણી વહે અધુરે ઉચ્ચારણ,
અધર તણાં અધખુલ્લાં બારણ,
અનહદ છંદે નાદબ્રહ્મનાં
ગુંજન પ્રગટાવી દો પ્યારાં.

ગાયક૦

૧૯૫૦

# વ્યાપ્તિ

ફરી વાર મને કોઈ બાંધશો ના,
મારા મનના મમતા તાર તૂટ્યા એક વાર :
હવે ફેર સાંધશો ના.

ફરી વાર૦

મારી પેલી મૂંગી મન પ્રીત
બની જાણે એક અનિરુદ્ધ ગીત,
જુગેજુગે ઝૂરતા પ્રાણની ઝંખના
જન્મોની આરત નિત્ય અતીત;
એના સ્થળ ને કાળના બન્ધ દિશાના સંબંધ
છૂટ્યા હવે સાંધશો ના.

ફરી વાર૦

જાણે મારાં એકનાં આંસુ ને સ્મિત
વસી રહ્યાં વિશ્વ-સમસ્તને ચિત્ત,
અનન્ત એ અંતર સ્પંદન શ્વાસે
પ્રગટતા મનના પ્રીતમ મિત
એને લાધ્યા અગોચર નંદ અનાહત છંદ
વિરાટને બાંધશો ક્યાં?
એને બાંધશો ક્યાં?

ફરી વાર૦

૧૯૪૮

# અનુભવત્રયી

મને મન ભરીને ગાઈ લેવા દો મિત,
ઘેલાં મારાં ગીત ભલે ને પાગલ મારી પ્રીત;
મને મન૦

સુરસાગરને તીર ફરી ફરી વીણું માણેક મોતી,
મનભૂમિના નિત નવાનવા દેશ રહું હું ગોતી,
એ રે અનુભવનાં કેવાં ઊઘડે ગગન આજ અમિત.
મને૦

આજના નંદથી અંતર મારું સભર ભર્યું આકંઠ,
આગમના અણસારે અધીરું ઝંખી રહે ઉત્કંઠ,
કોઈ કથાની વ્યથા ધરી ગોપને ભાળું અતીતનું સ્મિત.
મને૦

વિશ્વ-સીમાઓ વિલોપી અપારને પાર કરે મારી પાંખ,
અંતરતમ અગોચર અનુભૂતિએ સ્થિર પ્રજ્ઞાની આંખ,
ઋતના દર્શન-સ્પર્શનથી મૌન મુખર બની ઊઠે ચિત્ત.
મને૦

## મંગલ પ્રણેતા

પૂષા હે છો પ્રાણ સૌ આ પ્રવૃત્તિના,
તારા નામે ત્રસ્તના ત્રાસ ભાગે,
તારા આવ્યે સુપ્ત સૌ લોક જાગે,
દાતા હે અંધકારે તેજતૃપ્તિના.

તારા હૂંફે પૂર્ણ શા કોમળા કરે
બીજોને તું પ્રાણદાને ભરે છે,
પાને પાને ચેતના સંચરે છે,
તારે સિંચ્યે અપૂર્ણ વૃદ્ધિને વરે.

રંગોના હે રાજવી નિત્ય નૂતન!
પુષ્પોમાં તું પૂરતો ગંધ રૂપ,
શોભા દે સૌ સૃષ્ટિને શી અનુપ,
તારે ખીલ્યે પ્રફુલ્લે પૂર્ણ યૌવન.

પંથીને તું પંથ દે નિત્ય યાત્ર હે,
તારા પ્રેર્યા મારુતો વાય ચંડ,
સ્વામી તું તો શક્તિ કેરો પ્રચંડ
તારાં તેજે પ્રોજ્વલાં વિશ્વમાત્ર હે.

દ્રષ્ટા સૌ સત્યોના હે શિવંકર,
સૌન્દર્યોને તું જ દે છે સ્વરૂપ,
તારાં જ્ઞાને ગમ્ય છે સૌ અરૂપ,
માંગલ્યોના હે પ્રણેતા ઋતંભર.

૧૯૪૫

# વારુણીને રહસ્ય

આ પૂર્વને અરુણ રંગ ભળી પ્રતીચી–
લાલાશ જે ઢળી કસુંબલ ગૂઢ ઘૂંટી;–
મધ્યાહ્નના સુરજ કેરું સુવર્ણ લૂંટી,–
ને રાત્રિનાં તરલ તારક તેજ સીંચી,–
–જે શ્રી વહે મધુર મોહક ને પ્રસન્ન;
તે એવું રૂપ ધરી માદક મત્ત છન્ન
થૈ ચંદિરા જલધિ ધીર ગભીર શાંત
કેવો પ્રમત્ત નચવે મદિરા! સ્વછંદે
તોફાની એ જ ઉરમાં પછી શું ય નન્દે.

આશ્ચર્ય શાં સુભગ સુન્દર હે નિતાન્ત!
સંમોહિની તરલ વારુણીને રહસ્ય
સંજીવની અભય મંગલ હે સુધામય.

૧૯૫૦

## એક શુક્ર તારલી

સંધિકાં સુરમ્ય રંગ કાજળે વિલીન થાય,
રંગહીન તેજ અંધકારને ઉરે લપાય;
સહુ દિશાથી ધૂમ્રસેર જો ચડે,
ધૂંધળા નભે અડે;
કોઇ એકલું વિહંગ દૂર સ્હેજ વાર
ખોલતું બિડાયલાં શું ક્ષિતિજ-દ્વાર !

સાંધ્ય આરતી તણા નિનાદ
ઘંટના સુણાય નાદ
ને પ્રતિધ્વનિ સુતા, શમ્યા, વહે ન મંદ યે સમીર
ક્લાંત સૌ ઢળી પડેલ, શૂન્યતા કશી ગભીર.

ત્યાં ઝબૂક તેજની લકીર વ્યોમમાં ભરી
શું એક શુક્ર તારલી, ધરી
સહસ્ર સૌમ્ય દીવડી અહો સજે વિભાવરી.

૧૯૩૬

# હે નિત્ય કન્યા

હે નિત્ય કન્યા !
તું માનસી સૌ મન માનસોમાં
કલી પ્રફુલ્લે શુભ પદ્મહાસિની,
હે ભાવિની નીલમ સ્વપ્નવાસિની,
આકાશના કોમળ આરસોમાં,
અજસ્ર જ્યોત્સ્ના રજતે રજેરજે
તું કલ્પનાતીત સજાવટે સજે,
અનાગતોનાં શું અવર્ણ્ય રમ્ય
તુષાર, જે અમૃતનાં અગમ્ય.

સુદૂર તો યે તવ ચારુ સ્પર્શન,
અમૂર્તનું આ જ શું મૂર્ત દર્શન.

સંવેદના સૌ બની જાય ધન્યા,
હે નિત્ય કન્યા !

૧૯૪૮

# વધૂ હે!

વધૂ હે!
ક્ષણે ક્ષણે તું નવરૂપ આવે,
આશ્લેષમાં તું, નહિ તો ય દૃશ્ય,
ચાંચલ્યને અંચલ શાં છુપાવે
ત્રિકાલનાં શાશ્વત સૌ રહસ્ય.

સૌન્દર્યની આ છલના અજાણી
તેં ગોપવી ઘૂંઘટ રમ્ય હેશે,
ને તો ય શો યોગ રહી છું માણી,
તું નિત્ય છાયા, મધુ છદ્મ વેશે.

તારે પથે સૌ અવિરામ યાત્રી,
તું રાત્રિ તો યે ધનુરંગ-ગાત્રી;
અસ્પર્શ્ય! તેં અંગ ભર્યું બધું હે.
વધૂ હે!

૧૯૪૮

# હે આદ્યમાતા !

હે આદ્યમાતા!
અતીત–અદ્‌ભુત–અપૂર્વ અંકના,
તું મૃત્તિકા નશ્વર,–તો ય અમૃતા;
અનંતની એ અનિરુદ્ધ ઝંખના,
યુગો યુગોનાં ચિર સત્ય સંસ્મૃતિ,
અસ્પર્શ્ય, અદૃશ્ય, છતાં ય પાર્થિવ
રૂપે રહી સર્જતી શ્રેષ્ઠ સંસ્કૃતિ;
જે વિશ્વનાં વૈભવ ગર્વ ગૌરવ
સુમંગલા અક્ષય ભવ્ય પૂર્ણતા.

હે મંત્ર વાણી ઋત ઉર્ધ્વકારિણી
તું પ્રાણને પાવન ગર્ભધારિણી.
જે અધ્રુવે સૌ ધ્રુવ શા સમાતા!
હે આદ્યમાતા!

૧૯૪૮

# હે નારિ!

હે નારિ તું રૂપ અરૂપ તત્ત્વ,
તું કાલને કોટિ પયોઢિયે ઊગે,
અનંગના રંગભરી, અવર્ણ્યની
અંગપ્રભાઓ, ક્ષિતિજે સુવર્ણની,
પેખી તને પૂર્ણ રૂપે યુગેયુગે.

તુષાર શું ખેલતી લોલ બાલિકા,
પ્રચ્છન્ન પાયે અભિસારિકા લહી,
વાયુસ્વરૂપા નિરખી નિહારિકા,
ને મૃત્તિકા અમૃતધાર રૂહે વહી.

ને સ્વપ્ન તું જાગૃતિમાં ય, સસ્ત
હિરણ્મયી રે છલના, અનસ્ત
તું વ્યંજના, વિશ્વનું મંગલત્વ,
હે નારિ, તું રૂપ અરૂપ તત્ત્વ.

૧૯૪૮

# હે સત્ય

થંભી શું વિશ્વની કાંતિ, સૃષ્ટિ સૌ શમતી જતી,
શૂન્યતા ભયની ભ્રાંતિ, ગતિ શું સુપ્ત થૈ હતી!
ચેતના ગુપ્ત થૈ જાડચે, તુટે સૌ અચલ ઋત,
કારમી કલાંતિમાં ઘોર વિલુપ્ત સઘળાં સત.
મ્લાન આકાશમાં વ્યાપ્ત વ્યાકુલ વિશ્વની કથા
સ્તબ્ધ થૈ, શૂન્યમાં રુદ્રા ભીંસતી દારુણ વ્યથા.

ત્રસ્ત એ વ્યગ્રતા કેરા પારાવારે મહા અરે
અસહ્ય, ક્યાંથી આવે આ રુદ્ધ ને અસ્ફુટ સ્વરે
વાણી ત્યાં વેદનાની જે પ્રાર્થતી ભીત નિર્ભય
ત્રાતા હે બ્રહ્મ! હે સત્ય! અસતો મા સદ્ગમય.

૧૯૪૮

# તેજ હે

અંધારાં આભમાં છાયાં, પૃથ્વી તો આંધળી થતી,
તત્ત્વનાં તેજ હોલાયાં, બુદ્ધિ યે મૂઢ થૈ જતી;
આથડે ભૂલતી ઘેલી વૃત્તિ આ મનની અધે,
દિશા ના, માર્ગ ના ક્યાં યે, શોધતી ઘૂમતી વધે:
પ્રવૃત્તિ પ્રગતિ ક્યાંથી, તિમિરે સર્વ વિહ્વલ,
વ્યાપ્યો આ વિશ્વમાં કેવો કોલાહલ જ વ્યાકુલ.

સંતોના અંતરે ઊગી આરજૂ આત્મ-દર્શની,
સંમાર્જી તપના તાપે લાખો ને કોટિ વર્ષની
મંત્રના સ્વરૂપે શુદ્ધ, ગુંજી ઊઠી ગીતિમય,
તેજ હે દૃષ્ટિ હે દિવ્ય! તમસો મા જ્યોતિર્ગમય.

૧૯૪૮

# હે નિત્ય

વર્ષોની સાધના કેવી સંસ્કૃતિ સ્થાપનો કીધાં,
સૈકાઓ શક્તિને સેવી, જ્ઞાનના વારસા લીધા,
તો યે આ પાશવી સત્તા હિંસા કેરાં અનર્ગલ
મંથને, માત્ર શું પ્રાપ્ત અતૃપ્તિનાં હલાહલ!
સંતાપે વેર ને ક્લેશે અસ્થિર માનવી-મન
ગૂંચાતું, અકળાતું, ને ઘેલું થાતું ક્ષણેક્ષણ.

સ્વાર્થના, દુષ્ટ વૃત્તિના, પાપના, પરિશોધને,
શુદ્ધિ; ને તપનાં પુણ્ય દેવાને આત્મબોધને;
કાલ ને સ્થલની લોપે સીમા એ મુક્ત ચિન્મય,
સ્વયંભૂ પૂર્ણ હે નિત્ય! મૃત્યો માં અમૃતમ્ ગમય.

૧૯૪૮

# હે નિત્ય

વર્ષોની સાધના કેવી સંસ્કૃતિ સ્થાપનો કીધાં,
સૈકાઓ શક્તિને સેવી, જ્ઞાનના વારસા લીધા,
તો યે આ પાશવી સત્તા હિંસા કેરાં અનર્ગલ
મંથને, માત્ર શું પ્રાપ્ત અતૃપ્તિનાં હલાહલ!
સંતાપે વેર ને ક્લેશે અસ્થિર માનવી-મન
ગૂંચાતું, અકળાતું, ને ઘેલું થાતું ક્ષણેક્ષણ.

સ્વાર્થના, દુષ્ટ વૃત્તિના, પાપના, પરિશોધને,
શુદ્ધિ; ને તપનાં પુણ્ય દેવાને આત્મબોધને;
કાલ ને સ્થલની લોપે સીમા એ મુક્ત ચિન્મય,
સ્વયંભૂ પૂર્ણ હે નિત્ય! મૃત્યો માં અમૃતમ્ ગમય.

૧૯૪૮

# કલ્પના

મન-ગગનને દૂરને દેશે,
કિરણની રંગકેડીએ પ્રગટે કલ્પના કોણ અનુપમ વેશે.
મન૦

સોનલ વરણી ઝલકે ઝલકે તેજ સૂરજનાં રેલ્યાં,
નીલમ આભને આંગણે કુંકુમ પગલે કેસર મેલ્યાં,
રાજદુલારી શી રમતી કલ્પના
સુન્દર સોના-પરીને રે વેશે.
મન૦

ચાંદનીએ ચારુ ધવલ શીતલ સ્મિત મધુર રે વેર્યાં,
સાત સાગરનાં ભરતી-મોજાંએ રૂપલાં મોતી વિખેર્યાં:
પૂનમ-ચંદની શી ઝરે કલ્પના
કોમલ રૂપા-પરીને રે વેશે.
મન૦

વનના વાયુ ને ફૂલ-કલીને રે આજ વસંતની વેળા,
નીલ નિકુંજે રે પરિમલ-પુંજે શી મ્હાલતી માધવી મેળા,
ફાગણની ફાગ હોરીએ કલ્પના
ઝૂલતી ફુલ-પરીને રે વેશે.
મન૦

દૂરની દુનિયા દેખવાને ઓ રે ભવનાં ભાન ભૂલાવે,
ઓ રે આનન્દના અમૃત ઘૂંટડે સ્વપન ઝૂલે ઝુલાવે
દૂર ને દૂર તે દોરતી કલ્પના
જાય ક્યાં કોણ અદીઠ રે દેશે.
મન૦

૧૯૪૮

# પ્રગટો

બરસ બરસ આષાઢી બાદલ,
શ્યામલ સઘન સજલ અંબરતલ,
રુક્ષ ધરા કરી દો રે છલછલ. બરસ૦

આ મધ્યાહ્ન ધખે સહરાના
પ્રચંડ રણની જ્વાળા,
એને શીતલ સભર ભરી દો
મેઘે બાર હિમાળા,
રણમાં રિક્ત પૂરણ લહરાવો નવ અંકુર હરિયાળા,
સ્પરશે મત્ત પવનને પાગલ.
બરસ૦

તલસી તલસી આથડતી તૃષ્ણા
પલપલ ઘેલી અકેલી,
એ મરુવન મૃગજળની માયા
વ્યર્થ લીઓ સંકેલી,
મેઘધનુષના રંગ-મિલનની સ્વપ્ન-મધુરતા રેલી,
પ્રગટો પરમ તૃપ્તિજલ નિર્મલ
બરસ૦

૧૯૪૮

# કલ્પના

મન-ગગનને દૂરને દેશે,
કિરણની રંગકેડીએ પ્રગટે કલ્પના કોણ અનુપમ વેશે.
મન૦

સોનલ વરણી ઝલકે ઝલકે તેજ સૂરજનાં રેલ્યાં,
નીલમ આભને આંગણે કુંકુમ પગલે કેસર મેલ્યાં,
રાજદુલારી શી રમતી કલ્પના
સુન્દર સોના-પરીને રે વેશે.
મન૦

ચાંદનીએ ચારુ ધવલ શીતલ સ્મિત મધુર રે વેર્યાં,
સાત સાગરનાં ભરતી-મોજાંએ રૂપલાં મોતી વિખેર્યાં:
પૂનમ-ચંદની શી ઝરે કલ્પના
કોમલ રૂપા-પરીને રે વેશે.
મન૦

વનના વાયુ ને ફૂલ-કલીને રે આજ વસંતની વેળા,
નીલ નિકુંજે રે પરિમલ-પુંજે શી મ્હાલતી માધવી મેળા,
ફાગણની ફાગ હોરીએ કલ્પના
ઝૂલતી ફુલ-પરીને રે વેશે.
મન૦

દૂરની દુનિયા દેખવાને એ રે ભવનાં ભાન ભૂલાવે,
એ રે આનન્દના અમૃત ઘૂંટડે સ્વપન ઝૂલે ઝુલાવે
દૂર ને દૂર તે દોરતી કલ્પના
જાય ક્યાં કોણ અદીઠ રે દેશે.
મન૦

૧૯૪૮

# દિયો

હે ભુવન ભુવનના સ્વામી,
આ ઝરે આંસુની ધાર, દીન પોકાર,
પુનિત હે પાવન નામી !

હે ભુવન૦

આથમણી આ સાંજ ભૂખરી ઝાંખી ધૂસર,
રે અંધ આંખ સૌ અંગ ધ્રૂજતાં ભાગ્યાં જર્જર;
અને પગલે પલપલ થાક લથડતાં ડગમગ થરથર.
એને લિયો ઉઘાડી દ્વાર, પરમ આધાર,
શરણ રે' ચરણે પામી.

હે ભુવન૦

અંતરમાં સ્મરણો અગણિત શાં સૂતાં પલપલ,
એ જાગી દેતાં દાહ, દુઃખદાવાનલ પ્રજ્વલ,
એને અંક ધરી દો શાંતિ-સુખ હે શીતલ વત્સલ.
અને દિયો અભયનાં દાન, સુધાનાં પાન
અમલ, હે અન્તર્યામિ !

હે ભુવન૦

૧૯૪૯

# કોણ બોલાવે

મને કોણ બોલાવે રે,
સાગર પારથી હાથ લંબાવી ઓરું ઓરું કોણ આવે?
મને૦

શૈશવકાળનાં સાગરપારનાં પરીઓનાં સ્મિતરૂપ,
સોણલે શાં રે રાજકુમારોનાં સાહસ શૌર્ય અનુપ,
મુગ્ધ કથાઓનાં ગીત ઝરીઝરી બંસરી કોણ બજાવે?
ઓ રે મને મેઘના રંગ સજાવે. મને૦

જીવનજુદ્ધમાં ભૈરવ ભેરીએ સિન્ધુડાને જય સૂર,
કોમળ વિહ્‌વળ બોલ પિલુના ઓ રે મિલાવી મધુર,
સુંદર, અંતર-તાર ઝણાવતું મંથર કોણ આ આવે
ઓ રે મને વ્યાકુળ કોણ બનાવે? મને૦

સંધ્યાએ આરતી ટાણે ઘૂમીઘૂમી આયુનાં વંન અપાર,
શ્રાંત આ પાન્થના અંતિમ રાહે પાવન પુણ્ય પથાર,
સત્ય અનંતનાં ઓહે સુમંગલ દ્વારને કોણ ખોલાવે,
ઓ રે મને આપમાં કોણ સમાવે? મને૦

૧૯૪૧

# પંથ-પ્રીતિ

'આ પાન્થને એક દિ' રાતવાસો
દેશો ?' ઊભો હું તવ દ્વાર પૂછું;
હસી ઊઠે નેણ જવાબમાં ક્ષણે
ને 'આવ' મૂંગાં વળી જોરમાં ભણે.

ને રાહની સાંભળતાં કથાને
વહી જતી રાત જરા ન જાણી;
ક્યારે અને અંતર બે ય પ્રેમે
છલી ગયાં એ ન કળાયું કેમે!

પરોઢિયે 'કેમ ત્યજાય વાસો'
દબાવતાં અંતરની વ્યથાને.
'ના ભૂલશો પ્રીત ઉરે પિછાણી'
સુણી વહ્યાં નેણ હવે ન લૂછું.

હૈયે ધરી બે નયનોની માધુરી
વાટે વળું દર્દથી હું અધૂરી.

૧૯૩૮

# બેકરારી

તમે આવો અને આ ખ્વાબની દુનિયા ખૂલે મારી,
ખીઝાંમાં બ્હાર જાગે, ઇશ્કની આવી ચઢે સ્વારી;
અને અરમાન આવે છે જવાનીના નવા વેશે,
ગુલો શાં મુસ્કુરાતાં ગુલબદનના કોઇ સંદેશે.

નસેનસમાં નશો છે તાઝગીનો આજ, હસ્તીમાં
ખુમારીને મળ્યો છે આસમાંનો સંગ મસ્તીમાં.

નઝરની ઊઘડે આલમ અજબ એ રૂપ બ્હારીની,
હુવા વ્હે છે હવે થૈ રોજ આહટ બેકરારીની.

૧૯૪૬

# તમારી સંગાથે

તમે ક્યારે ક્યારે,
મળી જાઓ જ્યારે પથ પર મને કોઈક પલે,
તમારી આંખો ને અધર મધુરાં તેજસ જલે
પ્રબલ પરશે અંતર તલે.

અને હું જાણું કે
તમારે મા’રે યે અવર પણ સ્નેહી ઉર ઘણાં
વહેતાં નિત્યે જે સુહૃદ ઉર સૌન્દર્ય-ઝરણાં
પ્રણય-તિથિનાં નિત્ય શમણાં.

કદી એ સૌ છોડી
સદા સાથે જોડી વહવી બધી ના જિન્દગી બને,
ભલે, આ આયુષ્યે પણ મળી શકે તેટલી ઘડી
તમારી સંગાથે સરસ વહવા ઝંખન મને.

૧૯૪૦

# મિલનમાં વિરહ

અહો તે રાત્રીએ શરદની હતી પૂનમ ખીલી
અગાશીએ જ્યારે સ્વજન સહ સાથે રહી ઝીલી.

તમે આઘે ઊગ્યો નિકટ કરીને ચંદ્ર નીરખો,
કશા સંતોષે તો અમિટ નજરે એકસરખો;
અને પાસે તો યે તમ સુખ રહ્યું દૂર જ થતું,
સદા ઝંખી ઝંખી નીરખી ઉર આ રોજ ઝૂરતું.

મને ના આકાશી હિમકર નિહાળી સુખ મળે,
અરે પોતાનાનાં પર દરશને અંતર બળે;
તમે આઘેનાંને નજીક કરી લો કેટલું બધું
ફકત્ પાસેનાંને અલગ જ ધકેલો નિત વધુ.

અમાસી અન્ધારાં ભરી દીધ તમે પૂનમ-દિને
દીધું સાથે રહૈને ચિર વિરહનું દર્દ જ મને.

૧૯૪૪

# અતૃપ્ત સ્મૃતિ

ગુલાબની પાંદડીએ શું પૂર્યો
આવી મને પ્હેલી પલે મિલાપની!
કપોલ ને ઓષ્ઠની પ્યાલીએ કર્યો
ઘેલો, ભરી–આંખડીએ–શરાબની.

ને આજ હું એ જ મિલાપમાં લહું
સંજીવની સુંદર! જે મધુ ક્ષણે
ચૂમી લીધી, યાદ ફરી ફરી રહું
મેં મુગ્ધ ભાવે ભરપૂર પાંપણે.

રે તો ય આ હૈયું કદીક ઝંખના
કરી ઊઠે દર્શન ને મિલાપની,
એ સત્ય ને સ્વપ્નની સૂક્ષ્મ વ્યંજના
જગાડી દે સોહિણીને વિલાપની.

દીધાં મને દર્દ, વિયોગની વ્યથા,
આ શાશ્વતી હો કરી પ્રેમની કથા.

૧૯૪૪

# વ્યથાભર હૈયે

આવી મને ફરીફરી શીદને સતાવે
આ અંતરે વ્યથિત, ચંચલ હે કઠોર!
હું માંડ શાંત કરું રે સ્મૃતિ શબ્દ-શોર,
ત્યાં વેદનાની મુરલી વળી શેં બજાવે!

હું મુગ્ધ સ્નેહ ઉરનો તુજને ધરું, ને
તું તો અસહ્ય ધરી મૌન વિદાય થાય,
હારી ઢળે દરશનોત્સુક નેણ, હાય
ઝૂરી અતુષ્ટ જલવું, કદી ના ઠરું રે.

ત્યાં પૂર્ણ આ મધુર સુન્દર પ્રેમ આજે
તારો સહાય નહિ, ના ઉરને કબૂલ,
હું રંક, તારી દીધ સંપત આ ન છાજે,
માનું હજી ય પણ આ કશી થાય ભૂલ.

શંકા અધીર, સુખ પ્રેમ શકું ન માણી
હૈયે વ્યથાભર, ન પ્રીતની ખોટ જાણી.

૧૯૪૬

# ઉપેક્ષા

રહો મૂગાં મારાં, મધુર અભિલાષો હૃદયના,
અને સ્વપ્નો મોઘાં અભિનવ રચ્યાં જીવન તણાં,
નવા છન્દે નન્દે નિત પ્રગટતાં ઊર્મિ વહતાં,
બનો ગીતો ઘેલાં અરવ અવ આક્રંદ કરતાં.
અહો જે પ્રેમેથી પરજન થતાં સૌ નિજ સમાં,
અધીકું જીવ્યાથી પ્રિયતમ મળે, જિન્દગી બને
સુધન્યા પામીને હૃદય-પથનાં સખ્ય જ, મને
અરે ત્યાં ભુલાતાં વ્યરથ પરિમાણો સમયનાં.

હવે સ્હેવી આજે અદય અવહેલા હૃદયને,
ત્યજે સંગાથી જે અધવચ, અરે નિર્જન વને;
ગમે આ વાચા ના, સ્વપન પણ ના કોઈ જ ચહે,
ઘૃણાથી ધિક્કારી પ્રણય પણ, સૌ દૂર જ વહે.

ભલે મારી વાણી ચિર સમયનું મૌન ગ્રહજો,
વ્યથાઓ હૈયાની અવ ન કદી ત્યાંથી નીકળજો,
તમારી કોને ના કંઇ જરૂર ઓ પ્રીત! મમતા!
હવે જન્મ્યાં જ્યાં ત્યાં ચરમ રચવી જીવન ચિતા.

૧૯૪૫

## મૌનનો ભાર

આજ તેં મુજને દૂર કર્યો,
    કશે પ્રિય મુજને દૂર કર્યો,
તું મુજ અંતર વસે નિરંતર
    મને ન તુજમાં ધર્યો! આજ તેં૦

પ્રથમ મિલનની અમર સુમધુર પલો એ,
પ્રથમ ઊઘડતા કોમલ કુસુમ-દલો એ,
    હે અભિનવ સુંદર રંગે,
    કરી પુલકિત કયા ઉમંગે
        ઉર અનુરાગ ભર્યો! આજ તેં૦

તવ સુન્દરતાના રૂપ તીર્થના ધામે
મુજ મુગ્ધ હૃદય શાં તૃપ્તિ ધન્યતા પામે;
    હું પ્રબલ અનાહત છન્દે
    નિત નીરખી રહું આનન્દે,
        કાલ ભાન વિસર્યો. આજ તેં૦

રે ક્ષુબ્ધ વિષાદે તાર કંપતા ગાને,
આ નિર્વેદની મૂક વ્યંજના શાને,
    એ સર્વ ઇંગિતો મ્હારી
    કરી જાય ઉપેક્ષા ભારી,
        વિસ્મિત ચેતન હર્યો. આજ તેં૦

શેં આવું અપંગ ઉપેક્ષિત પાય ન ઊપડે,
તવ દ્વાર હૃદયનાં બંધ આજ ના ઊઘડે,

રે આજે પ્રબલ વિરહની
આ વ્યાકુલ વ્યથા હૃદયની,
ને સ્હેજ ન હવે સહાતો,
રે નથી જરા જીરવાતો,

ભાર મૌનનો ભર્યો. આજ તેં૦

૧૯૪૪

# ગરલ ઘૂંટવાનાં

તમે ના આવો જો, મધુર રજનીની મુદભરી
થશે ઝાંખી પેલી નયન કિરણે ચાંદની ઝરે;
દિને આ હૈયાનું શતદલ ખૂલી અર્ઘ અધૂરે
બિડાશે, ના પામી દરશ મૂરઝાશે ઝૂરી ઝૂરી.

તમે ના આવો તો, કદી ય ન ચહું હું પણ જવા,
બને એ શી રીતે? રજનિ-દિન સાથે રહી સદા
ઘડ્યા કેવાકેવા અજબ મનસૂબા, નીરખવા
સ્થળો ને લોકોને, કયમ ફરું ત્યહીં એકલ કદા!

તમે ના આવો ને.જવું જ પણ મારે રહ્યું છતાં,
અરે આ સંસારે જટિલ જગનાં બંધન નડે,
મુખે મૂંગા મારે સહન કરવાં દર્દ જ થતાં,
હસાવી હોઠોને અરવ ઉર મારું નિત રડે.

મળે જ્યાં લાખો એ જનજન તણી મેદની, વચે
ભમું એકાકી હું સજીવન ઉરોનો સ્પરશ ના
જગાડે આ હૈયું, સ્વપન તણી યે સૃષ્ટિ ન રચે,
કશી આ હાંસી કે નીરસ વહવાં પાત્ર રસનાં.

તમે એ ના જાણો હૃદય ભરશો કેટલી વ્યથા!
અને તો યે ના'વો કશું ય નહિ રે રોધન છતાં?

અરે આ તે કેવી કરુણતમ રે મશ્કરી, થતાં
સહાયે ના એવી અકળ બનતી પ્રીતની કથા.

તમે હેશો હૈયે મધુર, બસ નિત્યે રહી રડી,
સુધાનાં પાત્રે આ ગરલ ઘૂંટવાનાં હર ઘડી.

૧૯૪૩

# તમે જાશો સૂનાં...

તમે જાશો સૂનાં કલરવભર્યાં મન્દિર થશે
અને તોફાની આ તરલ લહરો શ્રાન્ત બનશે,
વસન્તે આવે તે વનવનની વ્હેતી સુરભિનું
સહેવું શી રીતે કરુણ ઉરનું કંદન મૂંગું.

સુણો, આ હૈયાની ગભરુ, તરછોડી છલકતી
વહેતાં આંસુથી, અધિર ઉરની આરત ભરી
વિનંતી 'જાશો ના'; વિકલ બની જો આરજૂ, પછી
તૂટી જાશે હૈયું, અસહ બનશે જીવવું' અહીં.

અને આ મારી તો પુલક પુલકે અગ્નિ સળગે,
તમે જાશો એનો અસહ દવ, જેની મહીં બળી
જશે મારું આખું સ્વપનભર રે આયુષ, અને
રહેશે બાકીની ભસમ તણી એ નિષ્ફળ કથા.

પછી એને ક્યારે, શતશત વહ્યા અમૃત ઝરા
શકે ના દેવાને ઘડીક પણ સંજીવન કદા.

૧૯૪૩

# તું કાલ જાશે

'તું કાલ જાશે' ધબકાર અંતરે
વધી ગયા, શેં અધીરાઇ એટલી?
તું જાય પ્હેલાં લહું એક વારે
એ ઝંખના તો વધતી જ કેટલી.

પરોઢની કોમળતા સમું ગમ્યું
તારું મને દર્શન પ્હેલી વાર,
જોવા તને ઉત્સુક નિત્ય મુગ્ધ
આવ્યા કરું ત્યારથી વાર વાર.

જોતાં તને તૃપ્તિ અમાપ કેટલી
મને થતી, તો ય હજાર વાર,
ફરી તને જોઈ લીધા વિના કદી,
હૈયે થતું ના વળશે કરાર.

આવ્યે રહું તારી કને હું ઘેલો,
આનંદ મ્હારા ઉરનો વધ્યે જતો,
ના કલ્પનામાં ય કદી મને થતો
તને ગમે કે ન, વિચાર એટલો.

તે કિન્તુ આ અંતર એક દિ અરે
જરાક જાગ્યું, અણુજાણ ઇંગિત
પામી ઉપેક્ષા અણસાર, વિસ્મિત
ચોંકી ઊઠ્યો હું અનભિજ્ઞ આખરે.

ને ભારથી પાય હવે ન ઊપડે,
હું કેવી રીતે તુજ પાસ આવું?
રે હોઠ આ કેવી રીતે જ ઊઘડે?
હૈયાની વાતો શી રીતે જણાવું!

ઝંખ્યું હતું માત્ર ઉરે નિહાળવા
સૌન્દર્યનું નિર્મળ સત્ય રૂપ,
ત્હારા વિશે જાગી જતું અનુપ;
સંતૃપ્ત મેં મુગ્ધ શું અંતરે થવા.

વિદાય પે જોઈ શકું ન જો તને,
તો હૈયું આ ફાટી પડે વ્યથાએ,
ના આવવું તો ય નકી જ છે મને,
તને હું દુઃખી કરું એ ન થાએ.

તું 'કાલ જાશે' ધણકાર અંતરે
શંકા અવજ્ઞાની વ્યથા થકી ભરે.

૧૯૪૪

# વિરહ અભિસાર

આપણે શું કદી એકબીજા કેરાં દેખવાનાં નહીં દ્વાર
કોઈને આંગણ, મારગ, મંદિરે, મળી જવાં કોઈ વાર.

ક્ષણિક મિલાપની એક ઘડી વહે લાખ વિરહના ભાર,
ઓ પ્રિય કેવા અલૌકિક આપણે આદર્યા છે અભિસાર!

સ્વપ્નભરી એક અંતર અંજલિ ઝૂરતી ઝરવા પાય,
પાંપણ મોતી પરોવ્યાં સોહામણાં કંઠ ક્યારે એ સોહાય!

જુગજુગ લગીયે આપણી શું કદી ના'વશે મિલનની વેળા,
જનમે જનમે ઝંખવા, ઝૂરવા, દૂર ને દૂરના મેળા.

૧૯૪૫

# ચિર વિયોગમાં મિલાપ

જાણ્યું ન્હોતું પ્રિય જવ લગી સાથ છોડચો ન'તો તેં,
કે સાથે છું સકલ પલમાં, એક ના કિન્તુ બે છે
એવું ક્યારે મન અનુભવ્યું રે ન'તું ભેદભાન.

આજે જ્યારે ઉભય ઉરના સ્નેહ-સંબંધ તોડી,
છેલ્લાંવેલ્લાં મિલન વણ તેં આપણી વાટ છોડી,
થંભી ગ્યો રે પ્રથમ પગલે એકલો, થૈ અભાન.

સાચે શું એ કદી બની શકે, ભિન્ન મારા થકી તું,
ને હૈયાને નિત તલસવું ઝૂરવું રે વિયોગે!
ના, ના, હ્યાં તો પ્રતિપલ થતું અંતરે તું જ જાગે,
સાથે છો તું ચિર વિરહમાં, એટલું જાણતો હું.

૧૯૪૦

# વ્યર્થ યત્ન

મથું તને ભૂલી જવા મથી રહું,
–પલેપલે ને તવ મૂર્તિ-દર્શન,
અંગાંગ પે તાહરું પ્રાણ-સ્પર્શન,
જાગી ઊઠે–નિષ્ફળ રે બનેલ હું.
ચાહું કદી એક ઘડી ય ભૂલવા
હજાર આવી ક્ષણ તો ઊભી રહે,
રેતાળ દેશે જયમ કૂપ ખોદવા
ચોમેરથી રેતી ફરી ધસી વહે.

મારી બધી જીવનની પલેપલો
તારાં જ તારાં સ્મરણો સદા ભરે,
ભમૂં અને જો જગવાટ એકલો
શ્વાસે ય તારી સ્મૃતિને હવા ધરે.
ભૂલું તને ભૂલી મને હું જો રહું,
બને પછી ભૂલી જવાનું શું ચહું.

૧૯૩૭

# મને ના કહેશો

મને કદી ય એવું ના, કદી ય ના કહેશો સખે,
વિદાય-ઘડી એ જતાં જગત પંથપે જીવને,
અકેલ તમ સાથ હીન, ઉર–આયુ–કેરા વને
"જજે સ્મરણ સાથ લૈ અટકી જાય દુઃખે રખે."

તમે મુજથી દૂર થાવ નહિ સાથ દો એટલું
હવે સમજવું રહ્યું, તમ સુરેખ સૌન્દર્યને
રહું તલસી પ્રેમના ચિર પ્રસન્ન માધુર્યને,
હવે કદી ન એ મળે, ભમવું ભાનથી એકલું.

ભલે! ન તમ વાટને કદી ય રોધવા હું ચહું
પરન્તુ મુજ અંતરે વિશદ સ્થાન લીધું તમે;
હવે સ્મરણથી ભરું? કદી ય એવું બોલી લિયો
લૂંટી ન મુજ શેષ પ્રાણબલ આયુ પાથેય જે,
અપૂર્વ વિણ આપ એ અણપૂરેલ રહેવા દિયોઃ
પછી અફર ભાવિને વિરહ એકલો છો સહું.

૧૯૩૯

# સુગન્ધે નન્દોની

સખિ સ્પર્શે પ્હેલા, પ્રથમ ફૂટતી વાણુ અધરે
અધૂરા માધુર્યે ઝરતી, વિરમે અસ્ફુટ સ્વરે,
અડી આછું અંગો ક્ષુભિત બનતાં મુગ્ધ, મુકુલ
પરે કંપી જાગે મલય અનિલે આકળ જલ.

અને તારે સ્પર્શે પ્રણુય-કલિથી થૈ કુસુમિતા
ઊગી ઝંખા, ધારી જલ-ધનુષના રંગ ઝળતા,
"અધૂરા આશ્લેષે રસ ટપકતા સંચય કરી
મનોના કોષોમાં સરસ મધપૂડા દઉં ભરી."

પછી સ્પર્શે ફૂંક્યા પ્રખર મરુતો મત્ત પ્રસરી
ગયા પાને પાને, પ્રતિપલ પલાશે દવ ઝરી;
જલું આગે, રાગે, પણ ન પલ શો ઝંખુ વરષા,
મને રોમેરામે જગવી અગનિની કશી તૃષા.

પ્રગાઢા આશ્લેષે ચરમ, વરસ્યા મેઘ અમલ
સુગન્ધે નંદોની પરમ, મહક્યાં માનસ ફૂલ.

૧૯૪૬

## અપૂર્ણ–પૂર્ણ

મારી પાસે કશું ના ચરમ રહ્યું કને, આવી તેં દ્વાર મારે
માગ્યું, આપું હવે શું! અધીર હૃદયને જે વળે કૈં કરાર;
આવ્યું ત્યારે હતું કે અવિરત મળશે, સંઘર્યું કૈં ન ત્યારે,
દીધું તેને કીધું કે પરત ન કરશો, આંહીં તો છે અપાર.
લેનારાં બે ય હાથે સઘળું લઈ ગયાં, જેટલું લઇ શકાયું,
ને જે બાકી રહ્યું તે પથ પર મળતાં સર્વ કોમાં લૂંટાયું.
ને હું તો મુક્ત શ્વાસે અખિલ જગતમાં ઘૂમવા ઊડી ચાલ્યો,
ક્યાંથી આવી અચિંત્યાં અરધ પથ મને રોકીને હાથ ઝાલ્યો!

ને કીધું "જિન્દગીની અભિનવ તમ જે સંપતિ જાવ દેતા
મારી આ છેલ્લવેલ્લી હૃદયની અભિલાષા તમે ના ન કે'તા."
હાવાં હું તે શું આપું, કશું ન રહ્યું કને, મારું છે રિક્ત પાત્ર;
કીધું તેં "એ જ આપો, અવર નહિ કશું, માગું છું એ જ માત્ર."

ને એવું રિક્તમાં એ સભર કરી દીધું, તેં કશું રે પ્રપૂર્ણ
મારો આ જિન્દગીનો પથ ભરી દીધ શી ઝંખનાથી અપૂર્ણ.

૧૯૪૩

# વિયોગમાં યે

આ રંકના એકલવાસ ખોરડે
આવ્યા તમે, તે ક્ષણુ મેં ન જાણ્યું,
અપૂર્વ સૌ સાજ સજાવી ઓરડે
સમૃદ્ધિને પાથરી એ પ્રમાણ્યું.

સૌભાગ્યના મંગલ પાય ઊપડ્યા
એને શકું ના દઈ કોઈ આણુ,
આવ્યા વદે મૌન અદીઠ વાણુ,
સોણા તણી સૌરભ ફોરતા ગયા.

નાની શી આ જિન્દગીમાં ય આવડી,
વિયોગમાં યે શી મિલાપની ઘડી.

૧૯૪૩

# હું જ હતીને

આંખે આંખ મળી જવ માણે
કોણ હશે મનમાં ના જાણે;
અંગે અંગ મળે પ્રિય જ્યારે,
પૂછીશ—કોણ હતું એ—ત્યારે.

× × ×

આજે આવી મળી છે વેળા
માણી રહ્યાં છે બે જણ મેળા,
ને અંતર મૂકી અંતર પર
સાંભળતું મન ભીતરના સ્વર.

આસન પર તો એ જ બિરાજે,
એના એ જ ધ્વનિ ત્યાં બાજે,
થાતી એક જ વાત છતીને!
હૈયામાં તો હું જ હતીને!

૧૯૪૫

# કરણો અવર્ણ

જો જો, પણે પ્રિય, ઊગે રવિ સિન્ધુ-કાંઠે
ને ભર્ગ ભવ્ય પથરાય વરેણ્ય વિશ્વે;
જો લાખ લાખ લહરે લહરે તરંગે
રેલાઈ કાંચન રહે જલ નીલ રંગે;

ને તીરની હરિત એ ધરતી પ્રમત્ત
ઉત્ફુલ્લ શી ઝીલતી તેજ કસુંબી મત્ત;
અસ્પર્શ્ય કોણ કિરણે કિરણેથી સર્વે
સંમોહી બાંધ્યું સચરાચર રૂપ ગાંઠે.

ને આ હવા ન, વહી આવતું એ સુવર્ણ;
આ સિન્ધુના શીકર ના, મણિ નીલમોજ્વલ;
ના ભૂમિ, રક્ત અધરે સ્મિત સુપ્રસન્ન;
ને આપણે પ્રણયનું મધુમુગ્ધ સ્વપ્ન.

જો જો, પ્રકાશ પ્રસરે પ્રિય, આ પ્રફુલ્લ
અંધોળવાં કિરણમાં કરણો અવર્ણ.
૧૯૪૮

## હૈયે જાગે

મારે હૈયે આજે જાગે
કોણ આ ઘેલા ફાગણ રાગે—
મારે હૈયે૦

આજ પલાશે પલ્લવ છાયાં,
કોકિલે કંઠથી પંચમ ગાયા,
વને વને કોઈ ફાગના ખેલે મેઘના રંગ વિખેરે,
નીલમ નીલો વાયુ હેલારે કોઇનો અંચલ લ્હેરે,
પાને પાને ગુંજન જાગે
પાથરેલા મધુગન્ધ પરાગે—
મારે હૈયે૦

આયુની ડાળ પે અંકુર મ્હોરે,
અંતર-મંજરી ફોરમ ફોરે,
ફૂટતા પ્હોરે ક્યાંથી પરોઢે પુરવી રાગિણી વાગે,
કોણ અજાણ્યા તાલના બોલે મનડું નાચવા લાગે!
શ્વાસે શ્વાસે મોહન રાગે
પાગલ મુગ્ધ ભરે અનુરાગે.
મારે હૈયે૦

૧૯૪૫

# દર્શન

મારાં સપનાં કોઈ સજાવે,
મનમંદિરનાં પ્રીત પ્રાંગણે ગીતધ્વનિ ઝણકાવે.
મારાં૦

વનફૂલોની પાંખડીઓના રંગરંગના ફલકે,
મધુવનના વાસંતી બહારે મસ્તી બનીને છલકે,
પરાગની રજકણમાં રમતું મહક મધુર થૈ આવે.
મારાં૦

ચંદ્રકિરણના રેશમ કોમળ દોરે બાંધી હિંદોલા,
મલય અનિલની લહરલહરના ઝૂમી લેતું ઝોલા,
એ સ્વરના શા રે સંવાદે રાગ રૂપ પ્રગટાવે.
મારાં૦

હોઠોના અમૃતમાં ગોપન લજ્જા'રુણ થૈ હસતું,
અંગઅંગના સ્નિગ્ધ સ્પર્શના મુગ્ધ કંપને વસતું,
મુખ પર એ રૂપનું અવગુંઠન
બની દર્શન દિખલાવે.
મારાં૦

૧૯૪૮

## મિત

આજે મારા મનમાં જાગે પ્રીત,
કોણ અજાણી દૂરની વાણી સંભળાવે છે ગીત!
મારું મન ઝરે છે પ્રીત.

મુકુલ શા મારા મન-પરાગે
કિરણની શરણાઇઓ વાગે,
બંધુર સૂરના માધવી રાગે
જાણે જાગે શતદલોની પાંખડીઓમાં પ્રાણ!
કેસર ઝૂલે રૂપ-સુગન્ધે,
કોમળતાને નાજુક બન્ધે,
ઓસનાં મોતી શાચ સબંધે
નાચે નન્હે, અણજાણ્યાંની અંતરને શી જાણ!
મુગ્ધ મને નિત નૂતન રીતે
માયા છલોછલ ગુપ્ત રહી, તે
આજે આકંઠ શી ઊભરે ચિત્તે
જાણું ન શું મને જન્મોજનમનું આવી મળે કોઈ મિત;
જાગે કોમલ મૃદુલ પ્રીત. આજે૦

૧૯૪૫

# પ્રીત પાગલ

હું તો રજની રાણીની મસ્તાની
કે મ્હેંકતી ગાતી સુગન્ધની વાણી;
ને ફેલાતું રેલાતું ચોગમ હેલાતું
હું વર્ષાનું વેગભર્યું પાણી;
મારું સૂરનું રે ફૂલ,
એને કલ્પનાની ઝૂલ,
મને પાગલને પ્રીતિ મહીં થાય બધું ડૂલ;
મને બાંધો ના તાણી,
ઓ લોક રહો માણી,
ને જોજો કે પ્રીત રહી જાય ના અજાણી.
હું તો૦

(મને)પાંખડીની પાળો ના
ઊડતાં રે રોધશે,
કાંઠાની કારા વ્હેતાં ના
અવરોધશે.
પ્રેમના પરાગ ફોરું પાંખે પવનોની ચડી,
પ્રાણ કેરાં પાણી વહે ચારે દિશાઓ અડી,
જાજો રે જાણી
કે જીવનની લ્હાણી,
ને જન્મોની ઝંખના, અહીંઆ સમાણી.
હું તો૦

મારે હોઠે વેરાય
વનનાં હજાર સ્મિત,
સ્વરમાં ઊભરાઈ જાય
પંખીનાં લાખ ગીત,
મનમાં ના માતી
છલોછલ છલકાતી,
કોઈ રે લઈ જાઓ વણમૂલે વેચાય પ્રીત;
કેસરને રંગ સંગ
મારાં તો મસ્ત અંગ,
છાની છુપાઉં ના હું ગાઉં રાતરાણી,
કે રજની ગન્ધાની રૂપવાણી.
હો લાખ લાખ ધારાએ ધાતું
ને વાયરે વેરાતું વર્ષાનું પાણી.

હું તો૦

૧૯૪૬

# પ્હેલી પ્રીત

મારી ઝંખે છે લાખ લાખ આંખો
કે દૂરનો મારગ ના આજ મારે ઝાંખો. મારી૦

કો'ક સોણાની યાદ
રોજ જગવે ફરિયાદ,
મારી પ્હેલી શરમાળ પ્રીત
જગની જાણે ન રીત;
હો રે કે આજ મને વહી જાતો ઘેલો ઉન્માદ,
હું ના નિજમાં સમાઉં ક્યાં જાઉં?
મને કોઇ ક્યાંય એક ઘડી રાખો. મારી૦

મારા હૈયાનું ફૂલ
બન્યું ગાતું બુલબુલ,
ધરી વાસન્તી રૂપગન્ધ,
તોડીને વજ્ર બન્ધ,
હો રે કે પસરી ઊઠ્યો છે પ્રાણ સ્વરમાં અણમૂલ
કેમ રોક્યાં રોકાઉં હું ધાઉં
મને ઊઘડી પરાગની પાંખો
હો આજ મને ફૂટી છે રોમરોમ પાંખો. મારી૦

૧૯૪૬

# હવે ભીંજાવો

વાયરે ઝૂલતી રે જાય તારી ઓઢણી.

કામણગારી તારી ભમ્મરથી છૂટતાં
અણિયાળાં નેણનાં તીરે,
પ્રીતિનાં પાતાળ-પાણી જ્યાં ફૂટતાં
તરસી એ સરવર-નીરે,
જોને લાગણીની લાખ તો ઘવાય મારી હરણી.
વાયરે૦

છેડલો સમાલ, એના હેલારે નાવ મારા
જોબનની આજ ચઢે ઝોલે,
ઘૂંઘટના ગોરંભે માયાનો મોરલો આ
માઝા મેલીને મસ્ત બોલે;
હવે કાળજાની કોરી ભીંજાવો રે ધરણી.
વાયરે૦

૧૯૪૭

## હવે ભીંજાવો

વાયરે ઝૂલતી રે જાય તારી ઓઢણી.

કામણગારી તારી ભમ્મરથી છૂટતાં
અણિયાળાં નેણનાં તીરે,
પ્રીતિનાં પાતાળ-પાણી જ્યાં ફૂટતાં
તરસી એ સરવર-નીરે,
જોને લાગણીની લાખ તો ઘવાય મારી હરણી.
વાયરે૦

છેડલો સમાલ, એના હેલારે નાવ મારા
જોબનની આજ ચઢે ઝોલે,
ઘૂંઘટના ગોરંભે માયાનો મોરલો આ
માઝા મેલીને મસ્ત બોલે;
હવે કાળજાની કોરી ભીંજાવો રે ધરણી.
વાયરે૦

૧૯૪૭

## કેડીને

કહે ક્યાં જઇ સંતાઇ મારી કેડી,
જીવનમાં ઝૂરતી આ ઝંખનાઓ રેડી.
તું ક્યાં જઇ૦

વનવન વાસંતી સોહાગ કેરે અંચલે
છૂપી, બજાવે પરાગપાવા હરપલે;
હું તો ભમરાની પાંખે ભરાઈ ભમું ચંચલે!
ક્યાંથી ફાગણ કેરી તે હોરી છેડી!
કહે ક્યાં૦

પાંપણના પડદે લપાઈ મારાં લાખલાખ
સૂંગાં સ્વપ્નોએ મીટ માંડી,
ઝંખનાઓ ઝબકે થૈ તારાની તેજ આંખ
સીમાઓ સૃષ્ટિની છાંડી.

દૂરદૂર સાદ કરી કેમ મને ભૂલવે!
પાસેની પ્યાસ જગાવી ના રોકાય હવે;
મનને મારો તે ક્યો મારગ, એ મૂંઝવે,
મને માધવી મિલાપે તું જાય શેં ન તેડી!
કહે ક્યાં૦

૧૯૪૬

# જલધારાની આગ

હે આષાઢ

મુજ હૈયે તારા આગમને
જાગી જલ્યો રે માઢ. હે આષાઢ૦

ધરતીનાં રજરજનાં જાગે
નવ પરિમલનાં નેણ
વ્યાકુલ વિરહ વ્યથાભર લાગે
ભવભવ સમ મુજ રેણ
સ્મરણરણે જન્મો ઝંખેલી ના'વે દર્શન બાઢ.
હે આષાઢ૦

આરતની મૂંગી શરણાઈ
રે શો પ્રબલ વિરાગ!
ઘનઘેરી મનની અમરાઈ
જાણે પ્રખર નિદાઘ;
તારી જલધારા ધારાએ સળગી આગ પ્રગાઢ.
હે આષાઢ૦

૧૯૪૬

# નિજનાંથી દૂર

મને કોઇ સાદ કરે છે!

એના સૂર મારી પલેપલ ભરે છે.  મને કોઇ૦

સાથ ને સંગાથ મારાં આજે આઘાં રહ્યાં,
કાળી બે કીકીઓ પે પોપચાં ઢળી ગયાં,
મનડાનાં માનવી રે શેણે અળગાં થયાં!
આવ્યા વિના એ કોણ, મારાં પોતાનાંને
પારકાં કરે છે!  મને કોઇ૦

નેણલાં મીંચું ને મારાં સોણલાં સરી પડે,
પાસે પાસું, ન તો ય અંગને જરી અડે,
આઘે એ, બોલ એના અંતરમાં ઊપડે,
પાસે બોલાવી, મને શાને એ નિજનાથી
દૂર કરે છે!  મને કોઇ૦

૧૯૪૬

# અમૃતને ઝેર...

આજ મેં તો હોઠે આવેલું પાછું ઠેલ્યું,
હાય મેં તો અમૃતને ઝેર કરી મેલ્યું.

રે આજ મેં તો૦

બળતે બપોર જલી ઊઠું જે ઝંખનાએ વાદળની વાટ લહી પેલી,
અધરાતે તારાની કીકીઓમાં જાગી મારી આરત ઝૂરે છે ઘેલીઘેલી.
કુમળું આ કાળજું તો કંપતું લગારમાં તે
કેમ કરી આગ સંગ ખેલ્યું!

રે આજ મેં તો૦

આખો અવતાર જેની અંતરનાં બારને મેં ખુલ્લાં રાખીને રાહ જોઈ,
એના આગમને આંખો ય બંધ રહ્યું હૈયું યે ઝારઝાર રોઈ,
કામનાની કમનીય એ કાયાના લોભને
આછું ના અંગ મારું હેલ્યું.

રે આજ મેં તો૦

આંખોનાં આંસુની પારના પ્રદેશમાં તે ભોમિયા પ્રવાસી તો ય ભૂલે,
અધરે અધરના મિલાપમાં ય અંતરપટ ઝીણો નિશ્વાસ તણો ઝૂલે.
રાગનાં કસુંબલાં તેજની તે આડ કરી
કાજળ અભિમાન તણું રેલ્યું.

રે આજ મેં તો૦

૧૯૪૬

# આજ ને કાલ

આજ ન કેમે વહી જાય વેળા,
આપણા રે હવે આપણા શેણે?
આજ ન કેમે સહ્યા જાય મેળા.

આજ ન૦

નેણમાં નેણ પરોવ્યાં અમીટ તે
આછી યે મીટ ન માંડે,
ઝૂરી ઝૂરીને જે ઝંખતાં નિત્ય તે,
રાહ મિલનના છાંડે;
અળગાં એકબીજાથી ન થાય, તે
સંન ઘડી ના ભેળાં.

આજ ન૦

મેળાપના અનુરાગમાં કેવી
આગ વિરાગની છાની,
નિજને તે ભૂલી જવામાં ય રહેવી
વંચના રે અભિમાની,
આજ વિદાયની વિસ્મૃતિમાં ઝૂરે
કાલના હેતના હેળા.

આજ ન૦

# હોઠનાં હલાહલ

આવો ના,
પ્રિય આમ હવે આવો ના,
અભિમાનની આગ ઝરી ઝરી આંખથી
મુગ્ધ આ મારાં અંતર-ફૂલનાં
દલેદલોને જલાવો ના. પ્રિય આમ૦

મલય સમીરની મંથર-લ્હેરે
સીંચી’તી જેણે સુગન્ધ,
સૌરભથી જેની માનસરોવરે
જાગી ઊઠ્યા નવ છન્દ,
રૂપના એ સુમનોહર પૂરે કાળના તૂટતા બન્ધ;
શિરીષથી યે હૈયું સુકોમલ
રોષનો ભાર ચઢાવો ના. પ્રિય આમ૦

ભાવિનો કેસર વર્ણ ભરેલો મ
પેખ્યો તો સ્વપ્ન પરોઢ,
સંધ્યાને સોનલ,તારા જડેલો એ
રૂપેરી શુક્રનો મોડ,
એ અનુરાગના રંગમહેલોને સ્વર્ગ શું માંડવી હોડ;
અમૃત હૈયે આકંઠ, હલાહલ
હોઠનાં ઝેર પિલાવો ના. પ્રિય આમ૦

# જૂઠો યે રાગ

આજ મારા અંતરને એકલું લાગે,
મૂંગા તે મંનમાં છાયો સૂનકાર બધે,
ઝીણી યે વેદના ન વાગે. હો આજ મારા૦

પોતાનાં આજ બધાં થાતાં પરાયાં ને,
અંતરથી અળગાં આઘાં,
સોનેરી સાજ શણગાર સૌ લુટાયાં ને,
ખોવાયા રેશમી વાઘા,
હો મૂરતિ તો પથ્થરના ટુકડા લાગે. હો આજ મારા૦

સ્મરણોનાં સુખ તો સમૂળગાં ય મેલીને
ઊડી ચાલ્યાં રે અધીરાં,
રંગ-પટોળાંના રંગ ઊડયા રેલીને
ભાતીગળ ચૂંદડીના લીરા;
હો ખંડિયેરે ભણકારા ભૂતના વાગે. હો આજ મારા૦

ધરતી આ દૂર સરી જૈને ડરાવે મને,
આકાશ ભીંસ લૈ દબાવે,
સૂની એકલતામાં ઝૂરું, ઝંખુ હું, મને
કોઈની યે યાદ જો સતાવે;
હો એક ઘડી જૂઠો યે રાગ જો જાગે. હો આજ મારા૦

૧૯૪૬

## રિક્ત

મને કોઇ મળે ના મિત,

ઢૂંઢી ઢૂંઢી જગ અંતર આંગણે
ઉન્હાં આંસુ ઝરે આંખ,
ઘૂમીઘૂમીને વિશ્વ તણાં રણે
શિથિલ આશાની પાંખ:
આવે નહિ કોઇ, જાય નહિ કોઇ,
મનના મારગ રિક્ત.
રે મને કોઇ૦

થોકેથોકે મન માયાની મંજરી
મ્હોરી છે અંતર બાગ,
પલપલ એના પરાગે રે' પમરી
નીરસ રુક્ષ વિરાગ:
પાસે ન, દૂર ન, શીદ સહ્યો જાય
આ અવકાશ અલિપ્ત!
રે મને કોઇ૦

૧૯૪૮

# શાશ્વતની ઝંખના

મને દેવને એ દેશ લઇ જાઓ,
કે દેવનાં ધામ અહીં લાઓ લાઓ.

મને૦

ઊઘડે બિડાય આંખ પલપલ પલકારતી,
ક્ષણની તે શૂળ રહે ઘડીઘડી સા'રતી;
મીટ એ અમીટ અને
અમરોના વાસ, મને
શાશ્વતનાં દર્શન દિખાઓ દિખાઓ.

કે દેવનાં૦

શ્વાસ ભરું ત્યાંહીં મારું અંતર સળગી જતું,
વાટમાં મિલાપની જ આયુષ ઓછું થતું;
ઘેરા તે ઘૂંટ ભરી,
અક્ષય આનન્દ ઝરી,
અમૃતની પ્યાલી પિલાઓ પિલાઓ.

કે દેવનાં૦

૧૯૪૭

# મૃગજળ

દૂર મારું મન ભાગે,
અપરિચિતના આછા ઇશારે ઊડતું આગે આગે.

દૂર૦

લાખ લોકોમાં ય એકલું ઝૂરતું
કેવી રે રટણા જાગી;
રિદ્ધિની રેલમાં મેલ્યું રે રમતું
તો ય રે' રંક અભાગી;
માયાની મોહન મોરલીમાં ગાઇ રે'તું વિરાગના રાગે.

દૂર૦

ફૂલના રંગ પરાગમાં કોમળ,
રોજ જતું અકળાઈ;
વજ્જર વીંધતા કાંટાએ કેવળ
ઝંખતું જાવા વીંધાઇ;
સુખની સેજ સુંવાળી આ રેશમી, અંગ જલાવતી લાગે.

દૂર૦

જાણુપિછાણુની આળપંપાળમાં
ભૂલી જતાં સહુ પ્રીત,
તાલ ને સ્વરની જૂઠી જંજાળમાં
સમજાતું ના ગીત;
મનના મૃગજળે ઝૂરી પ્રાણનું હરિણ પીયૂષ માગે.

દૂર૦

૧૯૪૬

# ભૂલી ભમતી પ્રીત

હો પ્રીત મારી ભૂલી ભમે છે વેરાનમાં,
લાખ સમઝાવે આવે ના સાનમાં.
પ્રીત મારી૦

ચારે કોરે વેરાયલી રેતી,
ઝીણી ઝરણીએ એક ના વ્હેતી,
ઉન્હા વૈશાખી વાયરા બાળે છે આભ ધરા;
ત્યાં ય અમૃતની ઝરમરને ઝરતી શી તાનમાં.
પ્રીત મારી૦

કેર કાંટા ને બાવળનાં જાળાં,
એનાં ચરણો ઝરે છે લોહિયાળાં,
કેવા કુંકુમને પગલે રમતી રે પલેપલે,
કશા ઝાંઝરના તાલ દે રૂપાળા તોફાનમાં.
પ્રીત મારી૦

એને લેવાની લેશ નથી ઝંખા,
ઘૂમે ધરતી આકાશ પ્રાણપંખા;
એનાં અમૃત અખંડ ઝરી જાવાં છે ખંડખંડ,
કોણે લગની લગાડી અજાણ એના પ્રાણમાં!
પ્રીત મારી૦

# પૂર્ણ પ્રેમ

વિદાયની મને કોઈ નથી રે વ્યથા,
મિલનમાં એવું મનભરી માણ્યું તે
કેમ થશે અન્યથા!
વિદાયની૦

નીલ ગગનની નિસીમ છાયા,
ધરતીની હળે હરિત એ કાયા,
ક્ષિતિજો કેરા ચંપેરી વરણે
મિલાપની શી રે માધવી માયા!
અણુમાં રંગ સનાતન, શમણે
યુગોયુગોની કથા.
વિદાયની૦

પલેપલે જે મિલાપની માણ્યો
પ્રેમ એ જન્મોજન્મનો જાણ્યો,
ઝંખના તૃપ્તિ ને આરત રૂપે
આપણાં અંતરે નિત્ય પ્રમાણ્યો,
વિરહે મિલને એ અપરૂપે
પૂર્ણ બને સર્વથા.
વિદાયની૦

૧૯૪૬

# હૃદય-વ્યથા

સખે શેં ભૂલું જે મધુરતમ સ્નેહે દિલભરી
નવાજ્યો તેં નિત્યે ઘડીક મળતાં એટલી પલે,
જરા બોલ્યા વા ના, ફક્ત કરથી તેં કર ધરી
દબાવ્યા જે હેતે, અધિક અધિકાં એ છલછલે,
મળ્યા જ્યારે જ્યારે, હૃદય પછી તો થોડીક ભલે
છતાં યે મોંઘી એ પણ પલ સ્મરે પ્રેમ-નીતરી.

અને એ યે જાણું, વિમલ તવ એ પ્રીત-ઝરણું,
શકું ના ઝીલી હું ઉર મહીં ચહું એટલું બધું,
અઝીલ્યું જાતું તે નીરખી દુખતું અંતર વધુ,
થતું તૂટે અર્ધે મધુર રજની કેરું શમણું.

સખે હૈયાંનાં એ મિલન ચહતી ઝંખન-કથા,
બની રે'જો મારે હૃદય દહતી શાશ્વત વ્યથા.

૧૯૪૦

# પાછું પોતાને માળે

આવ્યો છું દ્વાર તારે, કશું ય નહિ કને, અંજલિબદ્ધ પાણી,
ને મીઠા બે'ક શબ્દો, અધિક નથી શીખ્યો મોહિનીમંત્ર-વાણી.

સાથે લીધાં મળ્યાં તે કુસુમ, સુરભિલાં વા નહિ તે ન જાણું,
ને ટાણે આવવું છે નફ્ફટ હ્રદયને, તે ય નક્કી પ્રમાણું.

"એવી તે શી ય શ્રદ્ધા ફિકર નહિ જરા" મેં પૂછ્યું આ હયાને
"પોતાને નીડ પાછું ભટકી નિવસવા જાવું" કહે બેહયા એ.

૧૯૪૨

# ઋણ-મુક્તિ

'ક્યારેય તું કાંઇ કરે ન મારું
ને હું વૃથા તુંપર પ્રાણ પાથરું'
એવું વદે લોક અજાણ વાણે,
એ બ્હારનાં ભીતરને શું જાણે
કે હૈયું એનાથી જ કેટલું સુખી!

ને સાંભળે એક વિમુગ્ધ ના'ના
હૈયા તણું ચિત્ર રમે અબુધ,
જેને ધર્યાં જીવન-રાહ શુદ્ધ
તેં, જે થકી જિન્દગીના ખજાના
લાધ્યે જતા મંગલ ભદ્રતામુખી.

ક્યારેય હું તારું અપૂર્વ એ ઋણ
કલ્પાય ના કેમ કરીશ પૂરણ,
ને તેય તારી જ દિધેલ સિદ્ધિથી!

ના,ના, ન એ ભાર મથું ઉતારવા,
હું તો મથું માત્ર તને જ પામવા.
૧૯૩૮

# સંકોચનાં વસ્ત્ર

આ હૈયું કેવું નગુણું, ન તમે નમેર,
નિર્લજ્જ પે વિરલ પ્રીત ધરો શી પેર!
નિર્વ્યાજ આ રહમ પાગલ બેવફાને
જે બેહયા બની મનસ્વી ચઢ્યું તુફાને.

એ પ્રીતની અચલ ધારણ પામી કિન્તુ,
આ નાંગરે હૃદય-નાવડી નન્દ-કાંઠે;
બન્ધાય આજ ફરી મુગ્ધ અરૂપ ગાંઠે,
ને માણતી સફર તૃપ્તિ કશી! પરન્તુ

એ આજ જાગી ઊઠતું તમ સ્પર્શ કંપે
બેભાન મસ્તી થકી, ને જયહીં ભાન થાતું,
આઘાત શૂન્ય બની જલ્પતું શા અજંપે,
એ ક્ષોભ ને શરમથી જડ શું લહાતું.

સંકોચનાં ચિર સુકોમલ વસ્ત્ર ઓઢે,
આ લાગણીની અધૂરી સરવાણી છાની
શી, કંપી કંપી ફૂટતી ઇઠલાતી હોઠે,
સોત્કંઠ જે ગભરુ અસ્ફુટ મુગ્ધ બાની.

થૈ સ્રોત શબ્દ પટ ઝંબત મંત્રપૂત,
રેલી થવા પ્રણય પાવન પૂર અદ્ભુત.

૧૯૫૦

# ચિર નૂતન ગીતવેશે

સ્વપ્નોની રંગ ક્ષિતિજેથી અહો પ્રવેશે,
ફાગે વસન્ત ઋતુ રાગરસે છકેલી,
કે આ જવાની છલી પાગલ પ્રીતઘેલી,
હૈયાકલીનું મધુ મુગ્ધ અરૂપ રૂપ,
ફોરે જલી જલી ચિરંતન પ્રાણ ધૂપ,
રે શાં રહસ્ય ચિર નૂતન ગીતવેશે!

૧૯૪૮

# માટીથી મહક

સખે જનમીને જગે અનુભવોની લીલા બધે
રહી અજબ ન્યાળવી, ગજબ ભાવ સંવેદના,
વહે હરખ શોકનાં ઝરણુ રાહ શીલા રૂંધે.

અને મનુજ જીવને સહુવી ક્ષુદ્રતા વામણી,
અપાર જગમાં કશીક ગણુના વળી હાર્દની,
ન મૂલ્ય કશું ધૂળથી ય લઘુ તુચ્છતા આપણી.

સખે સરસ જિન્દગીની ક્ષણુ ધન્ય વર્ષોથી–એ,
સમુદ્ર મહીં મોતી તો નીપજતાં ફકત્ બિન્દુએ
પરાગરજથી વિરાટ વનરાજિ શી મ્હોરતી,
અને સહુ ફૂલોની આ મહક માટીથી ફોરતી.

૧૯૪૯

# પારસમણિ

ખમો, આજે તો આ મિલન તણી રે આખર ઘડી,
પછી તો થાવાના અલગ, કદી પાછા ખબર ના
મળીશું ક્યારે યે, સુહૃદ! પથ પે દૂર પરના
જશો જોવા પેલી જગત-રમણા સુંદર વડી.

અજાણી મારી રે લઘુક અમથી ન્હા'ની દુનિયા,
અને હું તો એથી અધીકતર ન્હા'નો, વળી નહિ
કશાં સૌન્દર્યો હ્યાં મધુર નમણાં, કે નિત અહીં
નથી પ્રીતે ઝીલ્યાં અભિનવ સુધાપાત્ર ભરિયાં.

ભલે જાઓ, રે'જો નિજ મન ગની બેફિકર, ને
નવાજ્યો જે શ્રદ્ધા વિરલ ઉર વિશ્વાસથી સદા,
મળી ગ્યાં એ મા'રી હૃદય-ધબકે શ્વાસથી, કદા
ચસે ના, જાજો રે પથ પર સુખે નિર્ભર મને.

નવા સંબંધોનું જરી ય નહિ રે ઝંખન, છતાં
મળે જે, એ તારો પ્રીતિ-પરશ પામ્યે નિજ ગણી
શકું, માટે તું તો મુજ હૃદયને પારસમણી.

૧૯૪૩

# મુખરિત થશે

સખે આજે આ બે હૃદય બિચ આવું કયમ બને!
હતાં મીઠાં કેવાં પ્રથમ ઉભયે પ્રીતિ-ગરવાં!
ન ખૂટે વાતો એ પ્રહર દિન રાતો વહી જતાં
કશાં ઝંખી રે'તાં દરશ પરશે ઉત્સુક મને.

સખે તારે ખોળે શીતળ બનતી કેટલી વ્યથા,
ખભે મૂકીને તેં શિર હળવી કીધી ઉરકથા.

હવે આ શાથી રે 'અલગ જ રહેવું' કદી અડયાં
ખસેડી લૈ અંગો 'પરશ પણ ના' નિશ્ચય કર્યાં,
તૂટી જાતી વાણી વિનિમય કરી રે પલકમાં,
કશું હોઠોનું ને અસહ બનતું મૌન ઉરનું.

સખે સંવાદી એ હૃદય બીન બેસૂર જ રહે?
ન કો સ્પર્શે કંપે? ફરીથી સ્વરનાં પૂર ન વહે?

મને તો શ્રદ્ધા છે મુખરિત થશે મૌન જ ભલે,
કિનારા નક્કી છે અનવધિ બધાં સાગર જલે.

૧૯૪૫

# મેળ

વાણી જુદી તારા ગીતની, તો
મારા શબ્દે નિરાળા સૂર;
શૃંગ અડોલ હિમાદ્રિનું તું તો
ગંગાનું હું ગાંડું પૂર;
સાધવા સંવાદ કેમ, જ્યાં આટલા
ઘોર વિવાદ પ્રચૂર!

ભીતરનું ભડકે બળે, ઉપર
હિમ હેમન્તનું છાયું,
કાજળ કાળા અંધારની અંદર
ઝીણું શું તેજ છવાયું,
લાખ જનો વચમાં પણ એકલા,
શૂન્યમાં વિશ્વ સમાયું.

૧૯૪૬

# સ્વર અને તાર

મળ્યા છીએ જ આપણે
નક્કી, ન લેશ સંશય,
અને મળીશું આપણે,
ફરી ફરી જ નિશ્ચય.

છતાંય જિંદગી વિશે,
અનેક તેજ છાંયડી
સમાં મિલાપ, ને હશે
વળી વિયોગની ઘડી.

ભલે, પરંતુ સ્નેહની
અખંડ જ્યોત અંતરે
જલે, બૂઝે ન, એહની
પ્રભા ઝગે નિરંતરે.

સખે સિતારના જુદા
સ્વરો ન તારથી કદા,
ઝરંત મીંડની મુદા
અભિન્ન આપણે સદા.

૧૯૪૪

# સાથીને વિદાય

શોધ્યો'તો તેં સાથ ગીત પથ જાતાં જાતાં,
મીઠેરો સંગાથ મધુર સ્વર ગાતાં ગાતાં.
આશા ને ઉત્સાહ ઉલાસે ભીના ભીના
હૈયે ગજવી ગાન, જગાવી સૂના સૂના
પથહીણા પગથાર; મજલના પગલે પગલે;
લાધે નૂતન સૂર સફરને ડગલે ડગલે.

વણસુણ્યા નવ સૂર જગતને હૈયે ભરવા,
ગુંજે અભિનવ ગીત સરવમાં એવું કરવા,
આપણ બેયે સાથ કર્યો, ને આગે જાવા
ઉપાડચાં પદ, કંઠ, પંથ પે સંગીત ગાવા.

તારો મંત્ર બુલન્દ સાત સ્વર ગુંજે ગાતો,
ને આ મારે કંઠ કંપ આછા આછા તો.

ના, ના, તારી સાથ બસૂર સ્વર આ મુજ શોભે,
રે આ મારાં ગાન સફર તો આંહીં જ થોભે,
તું જા, પ્હોંચ્યે ધ્યેય સુણી તવ જયનાં ગીતો
હું તો મીંચીશ નન સુખે શાં અમૃત પીતો.

૧૯૩૬

# શમણાંનાં રમનાર

અમે શમણે રમનારાં.
અદીઠ ધરતી સાગરજલ ને ગગનતલે ઘૂમનારાં.
અમે૦

સાગરનાં જલમાં ખેલવિયે દૂર દૂર જૈ હોડી,
ધરતીનાં મેદાનો વનવન ભમતા દોડી દોડી,
ને આકાશે પવનપાવડી પ્હેરીને ઉડનારાં.
અમે૦

નૂપુરનાદ વીણાના સૂરે નાચીને ગીત ગાતા,
આભે ઇન્દ્રધનુષ ને તારા સંગ ખેલવા જાતા,
સૂર્યકિરણના ઝૂલે ઝૂલી ચાંદનીમાં તરનારાં.
અમે૦

ફૂલોના રંગોને ઘોળી અંગ દીધાં અંઘોળી,
રોમે રોમને દીધ માધવી રમણામાં ઝબકોળી,
મલય અનિલના ઉપરણે ઝાકળ-મોતી ઝીલનારાં.
અમે૦

મુક્તધરા નિર્મલ જલ ને આ સૂર્ય-તેજની સંગે
શાં ચેતન નવજોમ અમારે છલકે અંગે અંગે;
નવજીવનનાં નિતનિત મધુરાં અમૃતને ઝરનારાં.
અમે૦

૧૯૪૯

## અવ વ્યર્થ એ

વિદાય જ્યાર સ્હેવી'તી, ઉરવ્યથા ન જો કે'વીતી,
અને કદીક જીવને વિષમતા ગૂંચાવ્યે જતી,
કુંળું હૃદય કોડ ઊર્મિ વળી જો વિલાતાં, થતી
અસહ્ય સંવેદના, અકળ વાત ના સ્હેવીતી.

અરે ભીતરનો ચિરાગ અજવાળતો અંતરે
અખંડ, પણ ધૂંધવાઈ શુભ તેજ દેવું ત્યજે,
પળેપલ બુઝાય કાજળ, ઊડે હવામાં રજે
રજે ય, ઉર ગૂંગળાય અહ મેશ કેરા થરે.

સખે! પણ ઘડીક જો સહી લીધી હતે વેદના,
નવા પવન જ્યોત દેત પ્રગટાવી, ને બાળતે
બધો તિમિર-પુંજ, તેજ શત જ્યોત શું વાધતે,
પરાજય પછીય આ વિજય-ગૌરવે શી મણા!

પરંતુ અવ વ્યર્થ એ પવન-જ્યોત કેરી કથા,
સહેવી જ વિદાયની તિમિર ઘેરી અંતરવ્યથા.

૧૯૪૮

# ગરવું સ્મિત

હવે શું હૈયે આ ઊજડ ઊગશે તખ્ત રણુ શા,
અને ભૂલી જાવા અમર અવશેષો સ્મરણના!
મને ક્યારે યે ના કબૂલ તજવી સંપત વડી.

અરે ભૂલીને તો સહુ ય મથતાં, જીવન નવે
પડેલા ઘાવોનાં દરદ દળતાં ના, અધવચે
નિસાસાથી ભાંગી નવીન વહવે જિન્દગી રડી.

પરંતુ મારી તો અફળ ઉરની સર્વ જ વ્યથા,
સદા રે'જો હૈયે પલપલ બધી જાગતી; અને
ઉપેક્ષા ધિક્કારે, અસહ બની જે અંતર-કથા
ન ભુલાશો એકે, સતત રહજો બાળતી મને.

નથી કો ઝંખા કે ઉર ઉષરમાં અંકુર ફૂટે,
ભલેને ઝંઝાનાં અગન વરસી ઝુંડ જ છૂટે;

અને તો યે મારે અધર પર તો એ જ ધરવું,
બધું હારી ખોયા પછી ય સ્મિત જે ધન્ય ગરવું.

૧૯૪૫

# ઉરની ઓળખ

એક દિવસ અંધારાથી અકળાઇ મેં કીધો પોકાર,
તમને હે જ્યોતિર્મય આવી હરી જવા ઘેરા અંધાર.
તેજભર્યા ઝગમગ ઝળહળતા વેશ ધરીને મ્હારે દ્વાર,
તારા ચંદ્ર સૂરજથી અધિકા આવ્યા હે જ્યોતિર્અંબાર.

એક અધૂકડી મીટ માંડુ ત્યાં ઝંખાતી આંખો મારી,
પાંપણના પલકારામાં તો વહી તમારી ગઈ સ્વારી.
આછેરી ઝાંખી શું તમારું દેખાડી દીધું રે મુખ,
અંધાપાથી અધિક અકારું વધી ગયું મારું રે દુઃખ.

હે જ્યોતિર્મય આજ હવે આ આંખતણાં હરી જાઓ નૂર,
અંધારામાં ઓળખી લેવું એક ઘડી મારે મુજ ઉર.

૧૯૪૮

## મઝધાર

તીરે ઊભો આજ પેખવા
તળાવનાં ઊંડાં પાણી,
આંબલીઓ નીચે ય કેટલી
જીવનની મોજે માણી!
તળાવનાં તસુએ તસુએ રે
ત્યારે તો પરિચય ઘેરો,
એને હૈયે નિત્ય પારખી
ધરતીથી ઝરતી સેરો.
આંબલીએ બપ્પોર વીખતા
અમે કદી યે ના જાણ્યા;
એનાં મ્હોરે પાન કાતરે
અમૃતના લ્હાવા માણ્યા.

આંબલીઓનાં અમૃત આજે
શોધ્યાં ક્યાં ન જડે દીઠાં,
સોણુંના તોફાને ક્યારે
આવે સ્વાદ હજી મીઠા.
તળાવના તારાને આજે
જીવનમાં ડૂબકાં ખાવાં,
જરાય યે જોયું ના ત્યાં યે
અજાણ અથડાતાં જાવાં.

આંબલીઓ, છાયા, અમૃત ના
મસ્તીની મૂંગી વાણી,
તીરે ના, મઝધાર આથડું
શાં ઘેરાં વમળે પાણી!

૧૯૪૧

# હિજરતી વૃદ્ધાને જોઈને

પાછાં વાળી નેણ શું જોઈ લે તું?
જ્યાં ગાળ્યાં તેં વર્ષ સૌ જિન્દગીનાં,
ઉલ્લાસો ને હાર્દના મસ્ત માણ્યા,
સંતાપોના ક્લેશ યે ત્યાં જ જાણ્યા,
ને સંતોષો તૃપ્તિના ભાવભીના.

પાછાં વાળી નેણ શું જોઈ લે તું?
પોતાનાં ને પારકાંના ઘરોની,
ઢોરો ધાન્યોથી ભર્યાં ખેતરોની,
વૃક્ષો, કૂવા, ટેકરા, કોતરોની,
માયા શી આ માટી કેરા થરોની?

મા આ તારાં વૃદ્ધ નેણો અબોલ,
ઘેરા ભીના દર્દથી કંઠ પૂર,
જ્યાં હૈયાની વાણીના મુક્ત સૂર,
કે'તાં લોકેલોકના દુઃખ-બોલ.

પાછાં મીંચી નેણ જ્યાં જોઈ લે'તો,
આવે કારુણ્યે ભરી આંખ યાદ,
શું સંસારે માત્ર પૃથ્વી અમૂલ્ય,
પૃથ્વીજાયાંનું જ ને કૈં ન મૂલ્ય?

ને ત્યાં પેલો ક્રાંતિને જન્મ દેતો
હૈયે જાગે ક્લાંત ઘેરો વિષાદ.

૧૯૪૨

# અધિક ઘન અન્ધારું

અરે મારાં તેજોજ્જવલિત ધૃતિ શક્તિ હૃદયનાં
ગયાં સાથેસાથે અમલ શુચિ તે પ્રીતિ ય ગઈ,
સરી આ હૈયેથી મધુર સહુ આશા, સ્વપનનાં
તૂટયા ગીતે તારો, પ્રતિરવ વિલાયા શમી જઇ.

ચલી જાતું સૌ ને હૃદય મમ દાહો સળગતા,
અને સૂના સૂના મજલપથ પે હું ડગ ભરું,
મને લાગે મારે પદતલ બધું વિશ્વ સરતું,
સરું હું ઊંડાણે પલપલ નિરાશા અતલમાં.

કહે સૌ કે લાધે તિમિર ઘનમાં તેજ-કિરણ,
મને તો અન્ધારું અધિક ઘન થાતું ક્ષણક્ષણ.

૧૯૩૪

## સ્વપ્ન શો બાલ

પરોઢના કોમલ રંગને ભરી
કપોલના ખંજનમાં, પ્રવાલ
શા હોઠથી હેત રહે ઝરીઝરી,
એ સ્વપ્ન શા આવી ઊભેલ બાલ!

શું રૂપનું આ અનભિજ્ઞ દર્શન
રિઝાવવાને નિજનાં રહ્યું ખીલી,
ને ગાલપે ચુંબન હેતનાં ઝીલી
પડી ગયાં ખંજન,
એની નંદન
તેં અંજલિ લીધ રચી મનોહર
શો આપવા, પામી જવા ચિરંવર?

કપોલનાં ખંજન કેરી માધુરી
નિહાળું, સંગે પ્રિય એ સુહાગ,
જે મુગ્ધ આજે મુજને જતો કરી,
જગાવીને મોહન શો ય રાગ.

૧૯૪૨

# સજીવ સ્વપ્નો

સ્વપ્ને છકેલ બસ પાગલ જિન્દગાની,
ને જાગતી પ્રબલ મસ્તીભરી જવાની,
તેજોપ્રફુલ્લ નભમાં શશી પૂર્ણિમાએ,
સાતે સમુદ્ર ગરજે પછી શી મણા રે.

આયુષ્યના અમલ સાજ સજાવી, ઘેલા
અશ્વે પરાક્રમ તણા નિત પાણીપન્થે,
બાંધી રકાબ મહીં તો જયને જ પ્હેલાં
સ્વારી અમારી ઊપડે પથ તો દિગન્તે.

નિઃસીમમાં ભમવું, એ દિગ અન્તરાલે
આ લોક લોક મહીં રેલવી અમૃતોને,
સંવાદ જે રચત મંગલ સર્વ કાલે,
એ પામવાં સરવ વિશ્વ વર્યાં ઋતોને.

સ્વપ્નો સજીવ બનશે શી રહે કમીના,
પાશે જવાની નિત ઘૂંટ જગે અમીના.

૧૯૪૫

# પથ વિરામ પછી

અહો મજલ આવડી વરસ કેટલાંથી કરી
અહીં અચુત કાલમાં, અમિત દૂર વિસ્તાર પે
ધર્યાં કદમ કૈંક, ક્યાંક પદચિહ્નની પાથરી
સુરેખ નવરંગ ચિત્રરચના, કદી તો વળી
ચડે ડમરી નિત્ય વિસ્મરણની ફૂંકાતી, જ્યહીં
લખ્યા અગણ અક્ષરો ય ધૂળમાં ભુસાતા ભળી.

તદા રહ્યું છ જેટલું ચરમ પ્રાપ્ત સાથે અહીં,
ઉપાડી લઈએ ખભે મધુર પંથ પાથેયને,
કરે પ્રબલ દંડ ને અકૂર સત્ય સંકલ્પના
ધરી, ફરી પ્રવાસી આ ઊપડશે પથે ભાવિના.

૧૯૪૮

## ઉર ભરી જાય

મને કોઈ સાદ કરી સરી જાય,
આનંદે ઉર મારું ભરી જાય.

મને૦

અંગેઅંગના થાકથી ભારી,
વિસ્મૃતિની હું બિછાવું પથારી,
નીંદરની હજુ ઊઘડે બારી
ઘેરાં ઘેન આંખે ઘેરાય.

મને૦

દૂરનાં સોનલ સોણલાં લાવી
કાજળ કાળી રાત વિતાવી,
છાને છાને પગલે આવી
ઉષાનાં ફૂલ આછાં વેરાય.

મને૦

૧૯૪૫

# રંગ-વધામણાં

આજ ઉગ્યાં છે રંગનાં વ્હાણાં
　　સોહાગીરાજ ઉગ્યાં છે રગનાં વ્હાણાં,
રાજ જાગ્યાં છે અંગમાં ગાણાં
　　સોહાગીરાજ જાગ્યાં છે અંગમાં ગાણાં.

સોનેરી તેજધારે ધોવાયાં આંગણાં,
કેસરનાં આછેરાં છંટાયાં છાંટણાં,
હો સાથિયા પુરાણા શા નમણા! સોહાગી૦

પાંપણના પલકારે ઝબકે શાં સોણલાં,
નેણલાંના નીરતીરે ઊઘડે શાં પોયણાં,
હો કીકીઓમાં કામણની રમણા! સોહાગી૦

તેજના અંબાર રહે ખોલાવી બારણાં,
હૈયામાં ગાય કોઈ ગીતો સોહામણાં,
હો છલકે વધામણે નયણાં. સોહાગી૦

૧૯૪૫

# ગાઈ લેવા દો

આજ તો મને ગાઈ લેવા દો મોકળું મેલી મન,
ગાવા દો મોકળું મેલી મન.

હજારો બુલબુલોના હૈયે મારે
જાગી ઉઠ્યા કંઠ,
લાગણીના લાખ સૂરની ધારે
છલકી પડે છંદ.

વાણીનાં વ્હેણનાં ઘોડાપૂર
વેગીલાં દોડતાં ઘેલાંતૂર.

હો રે હો ભરતી ચડે
મોજાં તો આભને અડે.
સોળ કળાએ આભમાં ઊગે પૂનમ કેરો ચંદ,
ઊછળી પડે ઉર અધીરો આગમનો આનંદ.

સાત સ્વરોને સામટે રાગે ગાજે મનનાં વન.
આજ તો૦

૧૯૪૬

# ગાવું ગમે

ગાવું ગમે ગીત ગાવું ગમે,
મને સૂરના સરોવરમાં ન્હાવું ગમે.

ગીત ગાવું૦

લયની લહેર વાય વેગે વા ધીરેધીરે,
તાલના તરંગ લોલ હ્હેંકાતા ઊભરે,
મને સમ-ને બે તીર તરી જાવું ગમે.

ગીત ગાવું૦

સરકે જ્યાં સૂર એવા અવકાશો જાય ભરી,
રૂપાળાં રાગરૂપ હૈયાને જાય હરી,
મને સુંદર એ સપનાને સ્હાવું ગમે.

ગીત ગાવું૦

દેખ્યા ના દેશ એવા ભમવાને અંત ના,
ગગનોમાં ઊડવાં અસીમ ને અનંત આ,
મને કલ્પનાની કાયા થૈ જાવું ગમે.

ગીત ગાવું૦

૧૯૪૯

# મન નાચે

મંન મારું નાચે થનક થેઇ થેઇ,
ઝીણા તે ઘૂઘરા વાગે છમક છુમ,
બોલે તા તોમ તેઈ તેઇ—
મંન મારું૦

કિરણો અડે ને કંપી ઊઠે છે પોયણાં,
વાયુની લ્હેર વાય ફરકે ઉપરણાં,
ફૂલની ફોરમ લેઇ લેઈ—
મંન મારું૦

ઘેલું ઘૂમે મારું અંતર આનંદમાં,
ગીતો ગાતું એના મનગમતા છંદમાં,
પાગલ શું પ્રીત હેઈ હેઇ—
મંન મારું૦

૧૯૪૬

## ૨ જી સપ્ટેમ્બર ૧૯૪૬

જો પૂર્વમાં કિરણ કાંચન વર્ણ રેલી,
ધીમે જગાડી તરુ-પલ્લવ-પુંજ કુંજે,
ઊગે પરોઢ; પુરનાં પથ ને હવેલી,
ગીતે પ્રસન્ન મધુ મંગલ આજ ગુંજે.

કૈં જિન્દગીની કુરબાની દીધેલ મૂલ્ય,
વર્ષોતણી કઠિન ને શ્રમસાધ્ય સિદ્ધિ,
સ્વપ્નોની સૃષ્ટિસમ આવી ઊભી અતુલ્ય,
એ પામવી શું વરદાનની આજ રિદ્ધિ!

જે વિશ્વપ્રેમ કરુણાની વહાવી ગંગા,
સંદેહ ઝેર જગનાં સઘળાં મિટાવે;
ને એવું કો અભય અંતરમાં જગાવે,
ફેંકી ઊઠે સરવ માનવતા સુઅંગા.

સ્વાતંત્ર્યનાં સુભગ પાવન સૌ ઋતો એ,
આ વિશ્વને સભર દે કરી અમૃતોએ.

૧૯૪૬

## અવસાદ

રંગે સુવર્ણ ઝરતી ક્ષિતિજો, સમુદ્ર,
કંઠે તરંગ શુભ ફૈનિલ ફૂલમાળા,
ને યાત્રીના વિભવવેશ સજી રૂપાળા,
નૈયાં ચલી'તી લઈ દારૂણ રાહ રુદ્ર.

આવે પ્રવાસી ફરી એ વરીને જયશ્રી,
ભંડાર લાવી નવ શા નિધિના અપૂર્વ !
માળોમને વિરલ ગૌરવ વૈભવેઃ શી
દેવી સજાવી જગમાંહી અજોડ; ગર્વ.

ઉલ્લાસમાં મધુર જ્યાંથી લીધી વિદાય,
આરા થયા અરવ શા, ગઈ ક્યાં પતાકા !
નિશ્વાસનાં કરુણ ક્રંદન મૂક હાય,
ત્યાં શૂન્યમાં વિકલ સ્તબ્ધ ખડી જ નૌકા.

ખંડેર આજ ખડક્યાં સહુ છિન્નભિન્ન,
શાં સ્વપ્ન-ભંગ-અવસાદ-વિષાદ-ખિન્ન.

૧૯૪૮

## ૨૬મી જાન્યુઆરી ૧૯૫૦

આનંદો આજ આનંદો મુક્તિનાં વાય વ્હાણલાં,
ઉત્સવો આદરો થાતાં સૈકાનાં સાર્થ સોણલાં.

રેડાયાં લોહી લાખોનાં થાજો કુંકુમ મંગલ,
પમરો ધૂપ પ્રાણોના, હૈયાનાં ફૂલનાં દલ.

ખોયું સૌ તે નવા સ્પર્શે અમૂલ્ય સમૃદ્ધિ થજો,
વીત્યાની સૌ વ્યથાઓ તે ગાથાઓ ગર્વની હજો.

આવો સૌ કર્મયોગી તે, પ્રજ્ઞો જે જ્ઞાનવાન, ને
તાપસો ઋષિઓ સંતો દ્રષ્ટાઓ નવ-સર્જને.

આજના નંદની એવી રચો કો ભવ્ય સંસ્મૃતિ,
મુક્તિના સચ્ચિદાનંદે માનવી શ્રેષ્ઠ સંસ્કૃતિ.

આવો સત્કાર્યની સિદ્ધિ, આવો સૌ ભદ્ર કામના,
માંગલ્યો વિશ્વનાં આવો, સત્યો હે સર્વ કાલનાં.

૧૯૫૦

# વીરો નામી અનામી હે

આજે તો તમને સ્મરું,
પોપચાં છીપ-જોડીથી સ્મૃતિનાં મોતીઓ ધરું.

આજના મુક્તિ-આનન્દે વ્યથાનાં વેણુ આ નથી,
માનવી-ધર્મની ગાથા કર્મના ગૌરવે કથી.

મુક્તિના મંદિરે રોપ્યા પાયાના પથ્થરો તમે,
છાયા ત્યાં કળશો કેરી પહોંચે ના, દૂરથી નમે.

તમે તો ત્યાગનાં તેજો પ્રગટ્યાં દેહ-દાનથી,
અમારે વંદના ગાવી તમારા મંત્ર-ગાનથી;

વીરો નામી અનામી હે અજ્ઞાત જ્ઞાત સર્વની
સિદ્ધિની જય હો જય હો અપૂર્વ મુક્તિ-પર્વની.

૧૯૪૮

# બ્રહ્મદેશમાં

પેખું પેલાં વનવન ભરી આ ધરાના ઉછંગે,
આછાં ઊંડાં બસ રસળતાં નીરનાં વ્હેણ વ્હેતાં,
સંતાતાં ને મધુરવ ઝરી મર્મરે તાલ દેતાં,
ત્યારે થાતું હું ય વહી રહું એમના મુગ્ધ સંગે.

ન્યાળું જ્યારે–છલછલ થતા રૂપશ્રી પાથરેલા,
લીલાં નીલાં તૃણ તરુવરે, કાનનોની અફાટ
શોભા પામી, ફૂલ ફલ વળી સૌરભે પાંગરેલા,
હેશે જે આ–ધરતીતલને યૌવને ફાટ ફાટ.

પેગોડાનાં ઝળહળ થતાં શૃંગ સોને રસેલાં,
રંગો એ શાં કુસુમ કુસુમો વેચનારાં સુરમ્ય,
કાંઠાનાં ને જલશું તરતાં કાષ્ઠનાં ગેહ રમ્ય,
સોનાવર્ણી યુવતી-ગણથી રાજમાર્ગો ખચેલા.

ત્યારે મારા શિશુક ઉરની કોણ આ યાદ આવે,
મીઠા હેતે સભર ગરવાં વેણ આ સંભળાય,
અંગે અંગે અદીઠ મધુરો આ સુધાસ્પર્શ થાય,
જાગી ઊઠે અણુઅણુ, મને સાદ દે કો બુલાવે.

ઐશ્વર્યોથી પૂરણ જગનાં સ્વર્ગ શાં મૂલ્ય જાણું,
તો યે હું મા જનમભૂમિની ધૂળ ઝાઝેરી માણું.

૧૯૪૦

# તાપીને

મને ઓ મા તારાં કલરવ તરંગે જલ, જહીં
સદા રે'તાં ગાતાં અવર નિજનાથી પર થઈ,
નિસર્ગે બે કાંઠા, અમલ સલિલે રેલવી રહી,
વહી ચાલ્યાં જાતાં મધુર વરદાનો દઈ દઈ.

દિયો ન્હાનાં એવાં હૃદય-ઝરણાં ઊર્મિભર, એ
શમે તે પ્હેલાં આ પલપલ બધું જીવન વહે
મળ્યા વાટે લાધ્યા પ્રિય સુહૃદ સૌ એ સ્વજનને
બધાં અંતર્ આરે પ્રણય-પથના ભીંજવી રહે.

૧૯૩૯

# ધ્રુવ ધારણા

તમે જ ધરતી ! સુતા જનકનાં સમાવી લીધાં
સુકોમલ સ્વ અંકમાં વિમલ પ્રેમને ગૌરવે.

વિશુદ્ધિ થકી યે હતાં ચિર વિશુદ્ધ વૈદેહી, તે
ખમ્યાં મલિન બુદ્ધિની અધમ પાપશંકા, દીધાં
જગે અનલ-પારખાં, મનની વેદના ગોપવી,
અને ફરીથી સત્યનાં ચિર સ્વમાન શાં સાચવી
અલોપ બની ધર્મને પુરણ આચર્યો જાનકી !

મને પ્રિય કનેથી શુદ્ધ મધુમુગ્ધ ભાવો ધર્યે,
મળ્યાં જ અવહેલના, કુટિલ પાપશંકા કર્યે
જતાં સહુ, વ્યથાની મેં સતત આગમાં પ્રજવલ
કર્યો ન કદી રોષ, પ્રીત ઊલટી બની પ્રોજ્વલ.

હજી ય ધરતી દિયો ધ્રુવ સમાણી તમ ધારણા,
ધરું સકલ માત્રને હૃદય-વ્હાલનાં વારણાં.

૧૯૪૫

# તાપીને

મને ઓ મા તારાં કલરવ તરંગે જલ, જહીં
સદા રે'તાં ગાતાં અવર નિજનાથી પર થઈ,
નિસર્ગે બે કાંઠા, અમલ સલિલે રેલવી રહી,
વહી ચાલ્યાં જાતાં મધુર વરદાનો દઈ દઈ.

દિયો ન્હાનાં એવાં હૃદય-ઝરણાં ઊર્મિભર, એ
શમે તે પ્હેલાં આ પલપલ બધું જીવન વહે
મળ્યા વાટે લાધ્યા પ્રિય સુહૃદ સૌ એ સ્વજનને
બધાં અંતર્ આરે પ્રણય-પથના ભીંજવી રહે.

૧૯૩૯

# હોરી

આજ હોરી આઈ કાના આજ હોરી આઇ રે,
કદંબ બનકી ડાલી ડાલીમેં છીપ છીપ બંસી બજાઇ રે.
આજ૦

દૂર ગગનમેં ગુલાલ,
પૂરવને શુભ્ર ભાલ,
રેલ રહી લાલ લાલ
કેસરિયાં કિરણોની ઝળહળ અરુણાઇ રે.
આજ૦

જમુનાને નીલ જલે,
ફૂલફૂલને દલેદલે,
પરિમલમાં પલેપલે
રંગોની રમતોએ છલકે વનરાઈ રે.
આજ૦

વાયુની વાય વેણુ
વનવનમાં મત્ત મધુર,
પાથરે પરાગ રેણુ,
પાગલ પ્રીતિને સૂર
વાગે વસંત રાગ ફાગણ શરણાઇએ.
આજ૦

૧૯૪૮

## અવનિ ને મેઘ

આજ વરસે અષાઢની હેલી,
કેવાં અવનિ ને મેઘ કરે કેલી!

આજ વરસે૦

સોનલવરણા પાલવ પર કંકુ ને સિન્દુરના રમતા રે રંગ,
આસમાની ચણિયે ને નીલમને કંચવે ઢાંકયો ઢંકાય ના ઉમંગ,
થાય મળવા અધીર ધરા ઘેલી.

આજ વરસે૦

દેશવિદેશ ઘૂમી પાછા પધારતા થાતા તો મેઘ મસ્તાના,
વારે વારે તો ય માને ના વાદળાં ને પડછન્દા પાડતા છાના,
રાત એની આજે મિલાપની પ્હેલી!

આજ વરસે૦

સોનલ રંગ તે સરકે ઘડીક ધરી ધરતીના અંગની લાલી,
ક્ષણમાં તે મેઘનાં અંગો વીંટળાય ભરી સુન્દરતા શ્યામમતવાલી,
ગુલાલ લાલ, કાળાં તે કાજળે રેલી!

આજ વરસે૦

૧૯૪૬

# રંગ લાયો

હે રંગ લાયો રંગ લાયો રંગ લાયો રે,
ફાગણ મહિનો ફરી ફરીને આયો રે.
હે રંગ લાયો૦

લીલાં પટકૂળ પ્હેરિયાં ને કેસરિયાળી ભાત,
પવને લેતાં લ્હેરિયાં ને શોભા શી રળીઆત;
ફૂલને રે ફૂમતે છોરા પાઘડિયાં શોભાઈ રે,
રૂપની રે રમતે છોરી આંખડિયાં લોભાઈ રે;
ધરતી કેરે અંગે અંગે વસંત-વેણુ વાયો રે
હે રંગ લાયો૦

છલકે પૂનમ-ચાંદની શી મલકે માઝમ રાત,
છેટા રે'જો છેલ હો મોરા કંપે કોમલ ગાત;
નેનનકી પિચકારી રાધા સંભલ સંભલ કર છોડો રી
કુંજ ગલનમેં હમરો કાના ડગર ડગર મત મોડો રી;
પલમેં પાગલ ચંદન-રંગે શ્યામવરણુ લપટાયો રે.
હે રંગ લાયો૦

૧૯૪૮

## પગલાં સમાલ!

છલકે અષાઢે તારી હેલ્ય,
આજ ભરી છલકે અષાઢે તારી હેલ્ય.

ઘેરો તે ઘૂમટો તાણી આકાશમાં
        વાદળ-ઢંકાણી તારી કાયા,
ઘેલી ઘૂમે શેણે હૈયાહીણી એને
        ભૂલવે આ કોણ એવી માયા!
તારી કાયા તો કામનાની વેલ્ય,
                                આજ ભરી૦

ચાંદા સૂરજને બબ્બે તે બેડલે
        ઈંઢાણી વીજ રઢીઆળી,
ઇન્દ્ર-ધનુષનું સીંચણીઉં સંતાડે
        ઓઢણી તે તારલીઆળી,
તારાં પગલાં સમાલીને મેલ્ય.
                                આજ ભરી૦

૧૯૪૬

## હેમ-શોધન

તમે વ્યરથ શું રહ્યા મથી અનેક વર્ષો હતા,
સૂતાં મનુજ ચિત્ત જાગૃત બનાવીને, દોરવા
પથે અચલ પ્રીતિના, ચરમ મુક્તિ દ્વારે જવા:
જલાવી મૃદુ પુણ્ય અગ્નિ સત હેમને શોધતા!

સુદૂર ક્ષિતિજે તમે અમલ કેડીએ ક્રાંતિની
પળ્યા, અખૂટ વેગ શું વિતથ ખોજમાં શાંતિની?

ત્રિકાલ તણું એ રહસ્ય શું અનંતની પૂર્ણતા:
યુગૈક ઋત મૂર્તિરૂપ ધરી કોઈ કાલાન્તરે
રહી પ્રગટતી જગે સત સુમંગલા ભવ્યતા;
તમે શુભ સમસ્તને શમવતા રહ્યા અંતરે.

અપૂર્વ નવવિશ્વના વિમલ સર્જને પ્રવૃત
તમે અમર હે પિતા, પરમ સત્ય ને અમૃત.

૧૯૪૯

# વસંત-વેણુ

હાં રે વનેવનમાં આજે વસંત-વેણુ વાય છે.
એના સૂરે આકાશમાં
કોના તે આગમની આછી મધુર આશમાં,
ફૂલડાં સૌ આંખડી ખોલે
ખોલે ને શરમાય છે!
હાં રે વનેવનમાં૦

ઝરે છાનાં અનુરાગનાં બિન્દુ
ફૂલથી સહાય નહિ,
વનમાં સમાય નહિ,
પાગલ છલકાય જાણે પ્રીત કેરા સિન્ધુ.
એને ના ઓટ અડે,
ભરતી તો જાય ચડે,
સ્વરના સંગાથમાં એ સહુને વહી જાય છે.
હાં રે વનેવનમાં૦

૧૯૪૬

## હૈયાંને પરાયાંનાં

હો જી તેં તો હસીહસી હળાહળ પીધાં.

ઘૂંટે ઘૂંટે ગરલ તું પીએ ને પલપલે
અમલ ચઢે રે મરજીવા,
પ્રલયનાં અંધારાં ઘેરે ને ઝળહળે
પ્રગટતા પ્રાણના દીવા,
હો જી અમને અભય અનર્ગળ દીધાં. હોજી૦

કાયાએ કર્મની કરવત મેલાવીને
કંટક પથારીએ પોઢે,
મનથી માનવતાની ગંગા રેલાવીને
અગનિનો અંચળો ઓઢે,
હો જી તેં તો અણુએ અખિલ ભરી લીધાં. હોજી૦

ઘટઘટ ગોતી તેં જ્યોતિ, ને વિષને તે
વ્હાલનાં અમરત ગરવાં,
નિજનાં તેં જીત્યાં જીવીને, ને હૈયાંને
મરીને પરાયાંનાં વરવાં,
હોજી તેં તો મરણને મંગલ કીધાં. હોજી૦

૧૯૪૯

# સારથિ

સારથિ તો એ જ હતો, ભારતની ધરતીએ
નિજનાં ને પરાયાંનો મોહ-ભેદ ગણ્યો નહિ;
ચિરંતન સત્યની એ લગામને કરે ગ્રહી,
કર્મના રથને હાંક્યો અંતરાત્માની ગતિએ.

આંધળા અંધારે જગ કરવું પ્રકાશભર,
કોડભર્યાં સ્વપ્નોને યે ઉતારવાં ધરા પર.

આજ એને હૃદે રાખી રથ ખેડો રથવાળા,
દૂરદૂર અંતરિક્ષે ધજા એની ફરકે છે;
ભૂંસાએલા મારગે એ વેરાન ને કાંટાવાળા
ઝીણો ઝીણો દીવડો યે મીઠું મીઠું મરકે છે.

ક્ષિતિજોને આંબવાની હામ જો હૈયાને હશે,
ગગનનો ધ્રુવ તારો પથનો સહારો થશે.

સારથિ એ સૌનો બની ભારત શું જગતને,
દોરી જશે ચરણોએ માંગલ્યની મૂરતને.

૧૯૫૦

# સ્મૃતિના પાદપદ્મે

પિતા ત્યારે કહ્યું લોકે પામ્યા'તા પુત્ર તો તમે,
પરંતુ આજ જાણ્યું કે પામ્યા'તા તમને અમે.
મેળવ્યા કેટલાં વર્ષે ખોયા ચાર દિનો મહીં,
તમારી ખોઈ રે છાયા ઢંકાયા શોકમાં અહીં.

દેવાની ઝંખના બાપુ તમે હૈયે હતી ભરી,
અમારા ભાગ્યમાં કિન્તુ પામવું ન હતું જરી.
હેતનો શાંત ગંભીર પ્રવાહ,-ગુપ્ત જે વહ્યો
-રેલાતો, દેખતી તો યે આંખો રે અંધ ના લહ્યો.
વારસે ધનના શેષ ભાગ્યશાળી બધા કહે,
વારસે જ્ઞાન દેતા'તા લીધું ના આજ એ દહે.

પોતામાં મગ્ન ના જાણ્યું ઉપેક્ષા આપની હતી,
તમે ના દુઃખ માન્યું, એ વજ્રથી વેદના થતી.
ભૂલોને હસતે મોઢે તમે બાપુ! સહી લીધી,
ક્ષમા શું માનવી આજે વ્યથાના વેશમાં દીધી!

પામ્યા'તા ખોઈને જાણ્યું વિધિની ક્રૂર વંચના,
સ્મૃતિના પાદપદ્મો પે શબ્દો શું સાર્થ અર્ચના!

૧૯૪૫

# બિરાના મન

બિહાગ,

મેરા મન હૈ બના બિરાના,
કભી હંસી કભી અશ્રુ-બિન્દુસે
પલ પલ રહે મનાના.

મેરા મન૦

આવનકી શહનાઇ બાજે
મધુ ઋતુકા સજે શિંગાર,
મિલન પલે ચંચલ ક્યોં ખોજે
પતઝર કારાગાર,
ચિતવન કો અંખિયનમેં સજકર
બંધ દ્વાર છીપ જાના.

મેરા મન૦

સસ સૂર પ્રગટે ઝંખનમેં
વિકલ કિયો આષાઢ,
ક્ષણ સારંગ ભરા ગુંજનમેં
પલટ દિયો રી માઢ,
રોમ રોમ અમૃતકી આરત
બિરહ બિષ ભરલાના.

મેરા મન૦

૧૯૪૭

## બિરાના મન

પિયુ હે

મેરા મન હૈ બના બિરાના,
કભી હંસી કભી અશ્રુ-બિન્દુસે
પલ પલ રહે મનાના.

મેરા મન૦

આવનકી શહનાઇ બાજે
મધુ ઋતુકા સજે સિંગાર,
મિલન પલે ચંચલ ક્યોં ખોજે
પતઝર કારાગાર,
ચિતવન કો અંખિયનમેં સજકર
બંધ દ્વાર છીપ જાના.

મેરા મન૦

સસ સૂર પ્રગટે ઝંખનમેં
વિકલ કિયો આષાઢ,
ક્ષણ સારંગ ભરા ગુંજનમેં
પલટ દિયો રી માઢ,
રોમ રોમ અમૃતકી આરત
બિરહ બિષ ભરલાના.

મેરા મન૦

૧૯૪૭

## મન કા રાઝ

નયનકે ફૂલ ખીલેં હૈ આજ
કોમલ કોમલ દલમેં પ્રિયતમ નિશદિન રહો બિરાજ.
નયનકે૦

અંસુઅન નીર બહત અવિરત મૈં
મોતી મૃદુલ બિછાઉં,
નિન્દ બીના નૈનો કી લાલી
કુંકુમ ગુલાલ છાઉં,
પલકોંમેં ભર તેજ તિમિર મૈં સજાઉં
સુન્દર સાજ.
નયનકે૦

તુમ આયે આંખોં કે જગકી
શોભા બને અપાર,
દો નયનમેં બસ જાએગા
સબ મેરા સંસાર,
મૈં જગમેં મેરેમેં સબ જગ
અનુપમ મન કા રાઝ.
નયનકે૦

૧૯૪૫

# ગુજરી

રે શો તારો ઠાઠ નૂર વિણ નામ નવાણી,
ને શો તારો વેશ ચીંથરેહાલ રૂવાણી.
આ સૌ તારે હાટ ચીજ તો જરીપુરાણી,
તો યે દેશવિદેશ કસબ એ લાવે તાણી.
સમૃદ્ધિના શેષ રૂપું સોનું જ્યાં જડતાં,
ભાંગ્યાં તૂટ્યાં રાચ માટીનાં ઠામ રખડતાં.
તારે અજબ બજાર લોક આવે સૌ કોઇ,
છાનાં, તો કોઈ ઓર રોફથી ફરતાં જોઇ.
તુજ દરબારે રાય-રંકને માગ્યું મળતું,
કામધેનુ કે કલ્પવૃક્ષ અહીંનું તું ફળતું.
તું તો અમીર ફકીર સહુને સરખાં જાણે,
સૌ કો તવ ખેરાત શાહ સોદાગર! માણે.
કાળ કિતાબે ગયાં જમા ખાતાં કૈં ઉધરી,
લ્હેણદાર તું રોજ ઉધાર ન નામે ગુજરી!

# અન્ધારે ઉજળી વધાઇ

વર્ષોની મેઘલી રાતે વહેતા ભીના પ્રવાતે
ધરતીએ કીધું હસી નિત્ય કહેવાતી વાતે.

ગામના છેવાડે છેક,—દેખાય ઊભાં અનેક
અન્ય સૌને પવિત્રતાં અપવિત્રો કેરાં—એક
અન્ધારા ખોરડા માંહી, કોડિયે દિવેલ નાહીં,
જાઉં જાઉં થાતી ઝીણી ટગમગે જ્યોતિ,ત્યાંહીં
ખાટલે તુટેલ, જાગે જોડું અકિંચન, રાગે
ભાન ભૂલી રે'તું જીવી જાણે ભાવના પરાગે.

વરસી મૂશળધાર વરસાદ ખમે બ્હાર,
લાગે કોઈ પગરવ કેરો જાણે અણસાર,
ઊઠીને ત્વરાથી નારી તડમાંથી જોતી રહે,
અન્ધારે કો પડછાયો બારણે આવીને વહે.

વિસ્મિત ને ભીત સને પતિ પાસે જાય, અને
ધીરી કંઇ ગોઠ કરી આવે બેય દ્વાર કને.

ઓછાયો વિલીન થયો ધબકો હૈયાએ લહ્યો,
કાનમાં વાયુએ ધીરો ક્રંદન ધ્વનિ ત્યાં વહ્યો.

આશ્ચર્યથી પરસ્પર ગ્રહ્યો એકમેકે કર,
બાર ખોલ્યાં અંગે અડે ઝીણી ધીરી ફરફર;

ઘેરા આછા અંધકારે ઓટલાની ઊંચી ધારે,
ચીંથરે રતન દીઠું વીજળીને ઝબકારે.

સ્તબ્ધ મનમાં વ્યાકુલ ફરી બની એક પલ,
નારી છોડી હાથ, દોડી ઊંચકી લેતી મુકુલ.

પ્રતિષ્ઠિતોનું કલંક, સૌભાગ્ય માની એ રંક,
મૃગ શા શિશુને ધરે હૃદયે, જેમ મયંક.

બે ચે, જાવા ભીતર ને હર્ષે પુલકિત મને,
મોકળાં કીધાં બે દ્વાર સ્વાગતે આગન્તુકને.

વાયુની ત્યાં લ્હેર વાઈ, દીપક જ્યોતિ બુઝાઈ,
અંધારે ઊજળી થાતી નવજન્મની વધાઈ.

૧૯૪૩

# નવા આયુપથની ઉષાએ

પુરે ઊંચી મહોલાતના ઝરૂખાનાં ખુલે હો
અધખીડયાં રહી બાર;
અણજાણ અતિથિના પથ પર ઝૂલે હો
નયનના અભિસાર.

દૂર દરવાજે નવા આગમને શરણાઇ
ઢોલ ગાય સ્વાગતનાં ગાન,
આતુર શરમ દીધા ઉર દરવાજે જઈ
ઊઠે એનાં આછાં આછાં તાન.
કોણ વાટે ક્યારે આવે તલસાટ જાગે હો
ઝંખનાએ આવકાર,
અણજાણ અતિથિને પથ અનુરાગે હો
નયનના અભિસાર.

સામૈયાના સૂર આવે શેરીએ સાજન હો
ઝરૂખે બિડાય દ્વાર;
ઊઘડતા ઉર આંખ કેરા દરવાજે હો
પ્રવેશો કો આરપાર.
નાની તડમાંથી દીઠી આછી સુખરેખા, ઉરે
સોણલાની દુનિયા રચાય;
ધણકતા હૈયે ધરી થડકતો હાથ ધીરે,
ધ્રૂજે ધીમે ઊતરતા પાય.

ઘૂંઘટમાં નત નેણુ ધીરી ધીરી ઝરે હો
માંહ્યરામાં રૂપધાર,
અણુજાણુ અતિથિના પથ પર સરે હો
નયનના અભિસાર.

ધૂણીની સુગન્ધ સ્હાતો વહે ઉન્હો વાયુ તો યે
અંગેઅંગે નેહ ઝર્યાં શીત,
કોકિલ શા સ્વર ગુંજે ચોરીમાં મંગલ ગાયે,
શરણાઈ સૂર સાથે ગીત.

ધ્રૂજે ધીરે મોડ, કંપે મોતી કેરી સે'ર હો
હાથ કેરા પ્રથમ મિલાપ;
નવીન પરશ કેરા અભિનવ ભાને હો
ગાય કોઈ જીવન આલાપ.

ઝીણી ઝીણી નવરંગ ચૂંદડીની આડે હો
ઢંકાય શેં અનુરાગ;
આછાપીળા પીઠીધોયા કોમલ કપોલે હો
રહે ઊઘડી ગુલાબ.

ધૂણી સેરે ચઢે આભે કલ્પનાને દેશ હો
દિવા સોણા કેરી હાર,
જીવનના સહપથે જાવા લીધ ભાગ્રે હો
મીઠા ભાવિ કેરા ભાર.

ચૂંદડીની બાંધી છેડાગાંઠ, સાથે બાંધી લીધ
કોડભીનાં મૃદુલ બે મંન,
અણદીઠ પરદેશી કેરા પાયે ધરી દીધ
ભાવનાએ સઘળું જીવંન.

નવા આયુપથે પુલકિત હોડે ઉર હો
ઊડે ચૂંદડી કિનાર;
મેંદીએ રંગીન પાય ભર્યા એના ડગે હો
ચઢવા ઉંબર-ધાર.

૧૯૪૦

# અનાગતને

જો એક દિન તું આવશે જાણું છું હું એ એટલું,
તો હે અનાગત ક્‌હેવું તો મારે ફકત છે આટલું:

આ જીર્ણશીર્ણ અતીતનાં ખંડેર તોડીને, નવા
તું મ્હેલ સર્જીશ આભના સૌ તારલા સ્પર્શી જવા,
ને ભૂમિમાં—આ શુષ્ક રણવેરાનમાં—જે પાનખર,
એને વસંત સુહાગથી દેશે કરી તું રસસભર.

હે મુક્ત નિત્ય અગમ્ય હે તવ આગમનની એ હવા
દે કલ્પનાતીત સૃષ્ટિની રંગત જમાવી આવવા.

પણ દર્દના અવશેષ શી મુજ ભસ્મ સાચવજે હવે,
એના જ અંકુર રુદ્ર પાંગરશે પ્રલયના તાંડવે.

૧૯૪૮

## વ્યથાનું મૌન

રે મારું ગીત ગયું ખોવાઈ,
મારાં શમણાં આજ ગયાં સંતાઇ. રે મારું૦

લાખ લાખ તારાને તેજે આભ તણી ગલીઓમાં
આખા આભ તણી ગલીઓમાં,
ઝાકળની કોમલ અંગુલીએ ફૂલ તણી કલીઓમાં
પોઢચાં ફૂલ તણી કલીઓમાં,
જડે ન કયાંથી પરિમલ થૈ પવને શું ગયું પથરાઈ.
રે મારું૦

હેત બની હૈયાનું અગણિત જનમનમાં ઝરી જાતું
ક્યારે જનમનમાં ઝરી જાતું,
સ્વપ્ન સમું શું સ્મરણ પારની સીમાએ લહરાતું
ઓરે સીમાએ સરી જાતું,
સૂની એકલતામાં ગયું શું વિરાગ થૈ વિખરાઈ.
રે મારું૦

શું મારાથી જ મારું એ ગીત છુપાય જૈને છાનું,
કો'ને છુપાય જૈને છાનું!
પોતાનું જ શું બને પરાયું કેમ કરીને માનું
એ હું કેમ કરીને માનું!
બની વ્યથાનું મૌન અગોચર ઉરમાં ગયું સમાઇ.
રે મારું૦

૧૯૪૬

## મારાં ગીત

મારાં તો માનવીનાં ગીત રે,
કાચી તે કાયા કેરી મમતા બાંધ્યાની એની રીત રે.
મારાં તો૦

માળા બાંધીને એ તો
બેસે જૈ ઝૂલવા રે,
હૈયાના હેતમાં આ
દુનિયાને ભૂલવા રે,
ભવભવના વેરી સંગે મનડું માંડે છે મોંઘી પ્રીત રે.
મારાં તો૦

મનખાની માયા મારી
કેમે ના ખૂટશે ને,
દોરી આ આયખાની
ક્યારે ન તૂટશે ને,
ઘડી પલના ઘટમાં એ તો જુગજુગ માણ્યાની એની જીત રે.
મારાં તો૦

૧૯૪૬

## ફોરું

હું તો શું ફૂલ ના'નું બકુલ તણું, કને રાજવી રિદ્ધિ કૈં ના
ચંપાની મત્ત ઉગ્ર, મધુર નમણું ના પુષ્પ હું પારિજાત,
સૌન્દર્યોના પવિત્ર શતદલ કમલે ભવ્ય ને ઊર્ધ્વ શાંત,
વાસંતી વન્ય દેશે મલકી છલકતી રૂપશ્રી સિદ્ધિ કૈં ના.

ઝૂરીને ઝંખનાએ વિકલ બની અહીં કોઈ આવે ન પાસ,
મારે યે એવી ના છે મબલખ-મનમાં-માણવા સ્વર્ગ-પ્યાસ.

મારા તો અંતરે થૈ પરિમલ પમરે કામના માત્ર, ક્યારે
નાના શા શુભ્ર દેહે, સુરભિ કંઇ ધરી, માર્ગ કેરા કિનારે.

આવે આરાધ્ય, જેને ઝરી જઉં ચરણે આપમેળે હું ધન્ય,
ફોરું એ સ્પર્શની શી ચિર સ્મૃતિ, બનું હું શુષ્ક તો યે અનન્ય.

૧૯૪૫



# છદ્મ વેશ ?

રે આ અંતર-તારને કદીક જે કો ગૈ અડી અંગુલી
તે, નિત્યે ઝણક્યા કરે અજબ શી સંવેદનાઓ ઝરી;
ને એના પ્રતિઘોષ આ પ્રગટતા શું છદ્મ વેશો ધરી-
એ સૌ રૂપ-અરૂપના અનુભવો અદૃશ્યનું દર્શન;
ગીતે થૈ ધ્વનિ, મંત્રમાં વર, તપે શુદ્ધિ, મને ઝંખન,
વાણી આત્મકલા વરં અમરતે દો આ ભરી અંજલિ.

૧૯૪૮



